# શાળોપયોગી ઇતિહાસ.

ગુજરાતી તથા અંગ્રેજી ધોરણોને માટે

ચોથી આવૃત્તિ.



પનવેલ મધે

વિજય પ્રેસમાં છાપી છે.

૧૯૦૬.

કિંમત ચાર આના.

હિંદુસ્તાનનો

# શાળોપયોગી ઇતિહાસ.

## હિંદુસ્તાનનું વર્ણન.

૧. એશિઆ ખંડની દક્ષિણે જે ત્રણ ખુણાંવાલો મોટો દેશ છે તેને **હિંદુસ્તાન** કહે છે. એનુ અસલ નામ **ભરતખંડ** છે, એની ત્રણ બાજુએ પાણી તથા એકજ બાજુએ જમીન આવેલી હોવાથી એ **દ્વીપકલ્પ** કહેવાય છે.

૨. **હિંદુસ્તાનની સીમાઃ**—હિંદુસ્તાનની ઉત્તરે **હિમાલય** પર્વત આવેલો છે, પશ્ચિમે **અફગાનિસ્તાન** તથા **બલુચિસ્તાન** દેશો અને અરબી સમુદ્ર છે. દક્ષિણે **હિંદી મહાસાગર** અને પુર્વે **બંગાળાનો ઉપસાગર** તથા **બ્રિટિશ બ્રહ્મ** દેશ છે.

૩. **હિંદુસ્તાનનો વિસ્તારઃ**—**પંજાબની** ઉત્તરેથી તે છેક દક્ષિણે **કન્યાકુમારી** ભુશિર સુધી એની ઘણામાં ઘણી લંબાઇ આશરે ૧૮૦૦ મૈલ છે, અને પશ્ચિમે કરાંચીથી તે પૂર્વે **બંગાળના** છેડા સુધી એની પોહોળાઇ સુમારે ૧૫૦૦ મૈલ છે. એની વસ્તી આશરે અઠ્ઠાવીસ કરોડની ગણાય છે.

૪. **હિંદુસ્તાનની** બરાબર વચમાં **વિંધ્યાચળ** પર્વત આડો પડેલો હોવાથી કુદરતી રીતેજ એના બે ભાગ પડયા છે. ઉત્તરે **હિમાલય**

પર્વતથી તે છેક નર્મદા નદી સુધીનો દેશ તે ઉત્તર હિંદુસ્તાન; અને નર્મદાની દક્ષિણે આવેલો બધો મુલક દખણ અથવા દક્ષિણ હિંદુસ્તાન કહેવાય છે.

૫. હિંદુસ્તાનમાં અસલના વખતમાં આખા દેશમાં જુદે જુદે ઠેકાણે જુદા જુદા હિંદુ રાજાઓ રાજ કરતા હતા, પણ હાલમાં આખા હિંદુસ્તાનના બે તૃત્યાંશ ભાગ ઉપર અંગ્રેજ સરકારનો અમલ ચાલે છે. અને બાકીના એક તૃત્યાંશ ભાગ ઉપર દેશી રાજાઓ અને બીજાઓ રાજ કરે છે.

---

## મુસલમાની રાજ્ય પેહેલાં પરદેશી હુમલા.

૧. **મુસલમાન** લોકોએ હિંદુસ્તાનની દોલત તથા મોટાઇથી લોભાઇ જઇને એ દેશ ઉપર હુમલો કરી તેનો મોટો ભાગ જીતી લીધો તે અગાઉ હિંદુસ્તાન ઉપર ઇરાની તેમજ બીજા લોકો વારંવાર હુમલો કરતા અને લુટ મેળવી પોતાને વતન પાછા જતા.

૨. **ઇરાન** દેશના રાજા **ડરાયસે** ઇ. સ. પુર્વે ૫૧૮ માં હિંદુસ્તાન ઉપર હુમલો કરી **સિંધુ** નદીના કાંઠા ઉપરનો મુલક જીતી લીધો.

૩. **યુરોપ** ખંડની દક્ષિણે આવેલા **ગ્રીસ** દેશના રાજા મહાન **સિકંદરે** ઇ. સ. પુર્વે ૩૨૭ માં પંજાબ પ્રાંતના **પોરસ** રાજાને હરાવી તે જીતી લીધો પણ ઇ. સ. પુર્વે ૩૨૩ માં સિકંદર મરણ પામવાથી તેના મોટાં રાજ્યના તેના સરદારોએ ભાગ કરી નાંખ્યા, તેમાં **હિંદુસ્તાનનો** જીતેલો ભાગ **સેલ્યુકસ** નામના તેના સરદારના હાથમાં આવ્યો.

૪. ઇ. સ. પુર્વે ૩૧૨ માં **સેલ્યુકસ** હિંદુસ્તાનમાં આવ્યો ત્યારે

મગધ અથવા જેને હમણાં બાહાર પ્રાંત કહે છે, તેના રાજા ચંદ્રગુપ્તે તેને હરાવ્યો, પણ પાછળથી એ બંને વચ્ચે સલાહ થઇ.

---

## મુસલમાન રાજાઓના હુમલા.

૧. પેહેલવહેલા મુસલમાન જેઓએ હિંદુસ્તાન ઉપર ચઢાઈ કીધી તેઓ અરબસ્તાન દેશના **આરબ** લોકો હતા. તેઓએ **ઈરાન** અને **અફ્ગાનિસ્તાન** તાબે કર્યા પછી ઈ. સ. ૭૧૧ માં **સિંધ** પ્રાંત જીતી લીધો. પણ ઇ. સ. ૭૫૦ માં **રજપુત** નામના ઉંચ વર્ણના શુરા હિંદુઓએ તેમને હરાવી હિંદુસ્તાનમાંથી પાછા હાંકી કાહડયા.

૨. **ગિઝની વંશની સ્થાપના:**—ત્યાર પછી બસેં વરસ રહીને મધ્ય એશિઆમાં આવેલા **તુર્કસ્તાન** દેશના મુસલમાનોએ હિંદુસ્તાન ઉપર પાછો હુમલો કર્યો, તેમનો સરદાર **સબકતગીન** જે એક તુર્કી ગુલામ હતો, તે **ગિઝની** વંશનો સ્થાપનાર હતો. તે જ્યારે ગિઝનીની ગાદી ઉપર આવ્યો ત્યારે પંજાબનો રાજા **જયપાલ** મોટા લશ્કર સહિત તેની સામે ગયો; પણ **જયપાલને** સલાહ કરવાની ફરજ પડી. પાછળથી સબકતગીને **જયપાલને** હરાવ્યો. પછી તે સિંધુ નદી સુધીનો બધા મુલક તાબે કરી પાછો ફર્યો, અને ૯૯૭ માં મરણ પામ્યો.

૩. **મહમદ ગિઝની ૯૯૭-૧૦૩૦**—સબકતગીનના મરણ પછી તેનો દીકરો **મહમદ ગિઝની** ઇ. સ. ૯૯૭ માં ગિઝનીની ગાદીએ બેઠો. એ ઘણો બાહાદુર પણ લોભી હતો. હિંદુસ્તાનમાંથી બેસુમાર દોલત મેળવવાની લાલચથી અને તે દેશમાં પોતાનો મુસલમાની ધર્મ ફેલાવવા સારૂ એણે હિંદુસ્તાન ઉપર બાર સ્વારી કરી.

૪. **પેહેલી સ્વારી**—૧૦૦૧ માં **લાહોરના** રાજા **જયપાલને** પંજાબ પ્રાંતમાં આવેલા **પેશાવર** શેહેર આગળ હરાવ્યો.

**બીજી સ્વારી**—૧૦૦૪ માં મુલતાન પાસે **ભાટીઆના** રાજા **વિજયરાયને** હરાવ્યો.

**ત્રીજી સ્વારી**—૧૦૦૫ માં **મુલતાનના** સરદાર **અબદુલફતા લોદીને** હરાવ્યો.

**ચોથી સ્વારી**—૧૦૦૮ માં મહમદે **દિલ્હી કલીંજર, કનોજ, ઉજન, ગ્વાલીયર** અને **અજમેરના** રજપુત રાજાઓને હરાવી હિમાલય પર્વતની તળેટીમાં આવેલું **નગરકોટનું** દેહેરૂં લુટયું.

**પાંચમી** સ્વારી—મહમદે **૧૦૧૦** માં **મુલતાન** જીતી લીધું.

**છઠ્ઠી સ્વારી**—૧૦૧૧ માં સરસ્વતી અને જમના નદી વચ્ચે આવેલું **સ્થાનેશ્વરનું** દેહેરૂં લુટયું.

**સાતમી અને આઠમી સ્વારી**—ઇ. સ. ૧૦૧૪-૧૫ માં **મહમદે** કાશ્મીરપર બે વાર સ્વારી કરી પણ બંને વાર માર ખાઇ પાછું ફરવુ પડયું.

**નવમી સ્વારી**—૧૦૧૯ માં **કનોજ** ઉપર કરી, પણ ત્યાંનો રાજા સામે ન થતાં એને તાબે થયો તેથી મહમદે ત્યાં કંઇ નુકશાન ન કર્યું; પછી તેણે ગિઝની પાછા ફરતાં મથુરામાં લુટ ચલાવી.

**દશમી** તથા **અગીઆરમી સ્વારી**—ઇ. સ. ૧૦૨૨-૨૩ માં **કલીંજરના** રાજા **જયપાલ બીજા** ઉપર કરી તેને હરાવ્યો, અને લાહોર ગિઝનીના રાજ સાથે જોડી નાખ્યું.

**બારમી સ્વારી**—ઇ. સ. ૧૦૨૪ માં મહમદે ગુજરાતમાં **સોમનાથના** દેહેરાં ઉપર કરી ત્યાંની મુર્તિઓનો નાશ કરી તેમાંથી પુષ્કળ લુટ મેળવી.

**૫. ગિઝની વંશની સમાપ્તિ**:—મહમદ ગિઝની ઇ. સ. ૧૦૩૦માં મરણ પામ્યો. એની પછીના રાજાઓએ માંહોમાંહે લડાઇ કરીને ગિઝનીનું રાજ નબલું પાડયું, તેથી મહમદે જીતેલા પ્રાંતો હિંદુ રાજાઓએ પાછા જીતી લીધા. એ વંશનો છેલ્લો રાજા **ખુશરૂ** જે લાહોરમાં રાજ કરતો હતો તેને **મહમદ ઘોરીએ** ગાદીપરથી ઉઠાડી મુકયો. આ પ્રમાણે ગિઝની વંશની ઇ. સ. ૧૧૮૬ માં સમાપ્તિ થઈ.

---

## ઘોરી વંશ ૧૧૮૬–૧૨૦૬.

૧. **મહમદ ઘોરી**—ઇ. સ. ૧૧૮૬ માં લાહોર જીત્યા પછી મહમદ ઘોરી ૧૧૯૦ માં હિંદુસ્તાન ઉપર ચહડી આવ્યો, પણ દિલ્હી અને અજમેરના રાજા પૃથુરાજે તેને દિલ્હીની ઉત્તરે પાણીપતના મેદાનમાં હરાવ્યો. ૧૧૯૩ માં મહમદ મોટાં લસ્કર સાથે પાછો આવ્યો અને તેણે પૃથુરાજને **સ્થાનેશ્વર** આગળ હરાવ્યો. ત્યાર પછી મહમદ ઘોરીએ અજમેર સુદ્ધાં **કનોજ**, **બનારસ**, **ગુજરાત** **અયોધ્યા**, **બંગાળા**, તથા **બહાર** જીતી લીધાં. એને ૧૨૦૬ માં ગિઝની જતાં રસ્તામાં ગખકર જાતના વાહાડી લોકોએ મારી નાંખ્યો. એના મરણથી ઘોરી વંશની ૧૨૦૬ માં સમાપ્તિ થઇ.

---

## ગુલામી વંશ ૧૨૦૬–૧૨૯૦.

૧. **કુટબુદ્દીન**. ૧૨૦૬–૧૨૧૦:—એ પ્રથમ મહમદ ઘોરીનો

ગુલામ હતો તેથી એનુ વંશ ગુલામી વંશને નામે ઓળખાય છે. એ જાતે કુશીઆર હોવાથી મહમદે એને દિલ્હીનો સુબો બનાવ્યો હતો, અને મહમદના મરણ પછી ત્યાંનો સુલતાન થયો. એ સુલતાન તરીકે માત્ર ચાર વરસ રાજ્ય કરી ઇ. સ. ૧૨૧૦ માં મરણ પામ્યો. એ ઘણુ ઉદાર અને માયાળુ રાજા હતો. હિંદુસ્તાનમાં રાજ ચલાવનારા મુસલમાન રાજાઓમાં એ પેહેલો હતો.

૨. **અલ્તમસ**, ૧૨૧૧–૧૨૩૬:–કુટબુદીન પછી તેનો દીકરો **આરામ** ગાદીપર આવ્યો, પણ તે રાજ્ય ચલાવવા લાયક નહીં હોવાથી કુટબુદીનના જમાઇ **અલ્તમસ** નામના ગુલામે એને ગાદીપરથી ઉઠાડી મુકયો. એણે **બંગાળા, બાહાર, ગ્વાલિયર, ઉજ્જન** અને **માળવા** જીતી લીધાં. એના વખતમાં તુર્કી સરદાર જંઘીસખાં ઇ. સ. ૧૨૧૭ માં સિંધુ નદી સુધીનો સઘળો મુલક ઉજડ કરતે વધી આવ્યો. અલ્તમસ ૧૨૩૫ મા મરણ પામ્યો. એની પછી એને દીકરો રૂકનુદીન ગાદીએ આવ્યો, પણ તેની બેન **રજીઆબેગમે** તેને ગાદી પરથી ઉઠાડી મુકયો.

૩. **રજીઆબેગમ**, ૧૨૩૬–૩૯:–રજીઆબેગમે શરૂઆતમાં થોડો વખત સુધી સારી રીતે ચાલાકીથી રાજ્ય ચલાવ્યું પણ પાછળથી પોતાના એક ગુલામ સાથે પ્યારમાં પડવાથી એના ઉમરાવોએ એને ગાદી ઉપરથી ઉઠાડી મુકી અને ૧૨૩૯ માં મારી નાંખી.

૪. **નાસિરૂદીન**, ૧૨૪૬–૬૫:–એ અલ્તમસનો પૌત્ર થતો હતો એણે ગ્યાસુદીન બલબન, જે પેહેલાં અલ્તમસનો ગુલામ હતો, તેને પોતાનો વજીર બનાવી તેને સઘળો રાજ કારભાર સોંપ્યો, અને પોતે

એકાંત જીંદગી ગુજારતો હતો. એના વખતમાં મોગલ લોકો ચહડી આવ્યા તેમને એના વજીરે હરાવી પાછા કહાડયા, તેમજ સઘળાં હિંદુ રાજ્યોને પણ તાબે કર્યાં.

૬. **ગ્યાસુદીન બલબન**, ૧૨૬૫-૧૨૮૭:-નાસિરૂદીનને કાંઇ છોકરાં ન હોવાથી એ ગાદીએ આવ્યો. એ ભણેલો પણ જુલમી રાજા હતો. મોગલ લોકો એના વખતમાં હિંદુસ્તાન ઉપર પાછા ચહડી આવ્યા. પણ એના દીકરાએ પાછા હઠાવ્યા.

૭. કૈકુબાદ, ૧૨૮૭-૧૨૯૦:-એ બલબનનો પૌત્ર થતો હતો એ પોતાની બચ્ચગીથી બદફેલીમાં પડયો હતો. એણે **જલાલુદીન** ખીલજી નામના સરદારને પાછળથી પોતાનો વજીર બનાવ્યો હતો, જેણે એને ઇ. સ. ૧૨૯૦ માં મારી નાંખી ગુલામી વંશની સમાપ્તિ આણી.

---

## ખીલજી વંશ ૧૨૯૦-૧૩૨૦.

૧. **જલાલુદીન ખીલજી**, ૧૨૯૦-૧૨૯૫:-એ તાતાર ઓલાદનો હતો. એના વખતમાં મોગલો દિલ્હી સુધી પાછા ચઢી આવ્યા તેમને એણે મારી પાછા હઠાવ્યા. ઇ. સ. ૧૨૯૪ માં એના ભત્રીજા **અલાઉદ્દીનની** સરદારી હેઠળ મુસલમાન લોકોએ પેહેલ વેહેલી દક્ષિણ ઉપર સ્વારી કરી ત્યાંના રાજા **રામદેવને** બિરાર પ્રાંતમાં આવેલાં એલીચપુર શેહેરની લડાઇમાં હરાવી દેવગિરી જેને હાલ દોલતાબાદ કહે છે તે લઇ લીધું. એ બાદશાહને એના ભત્રીજા અલાઉદીને મારી નાંખ્યો.

૨. **અલાઉદ્દીન**, ૧૨૯૫-૧૩૧૫:-આ બાદશાહે ગાદીએ બેઠા પેહેલાં જલાલુદીનની બેગમ તથા તેણીના બંને છોકરાઓને મારી

નાંખ્યાં. એણે ૧૨૯૭ માં **ગુજરાતનો** મોટો પ્રાંત તાબે કર્યો, ૧૨૯૮ માં મોગલ લોકો પાછા ચઢી આવ્યા તેમને મારી પાછા હઠાવ્યા; ૧૩૦૦ માં **અજમેરમાં રણસ્થંભોરનો** કિલ્લો જીત્યો; ઇ. સ. ૧૩૦૩ માં રજપુતાનામાં **ચિતોડ** જીત્યું. **મલિક કાફુર**, જે ગુજરાતની ચઢાઇ વખતે પકડાયલો એક ગુલામ હતો, અને જેની હોશિયારીને લીધે **અલાઉદ્દીને** તેને મોટી પદવીએ ચઢાવ્યો હતો, તેણે દક્ષિણ ઉપર ચઢાઈ કરી, કેટલીક જગ્યા જીતી લીધી. **મલિક કાફુરે** રાજા થવાના વિચારથી અલાઉદ્દીનને ઝેર દઇ મારી નાંખ્યો. **અલાઉદ્દીન** ઘણોજ ક્રૂર તથા જંગલી સ્વભાવનો રાજા હતો તેથી એનું નામ "અલાઉદ્દીન ખુની" પડયું હતું.

૩. **મુબારક**, ૧૩૧૬–૧૩૨૦:—એ **અલાઉદ્દીનનો** ત્રીજો છોકરો હતો; એણે ગાદીએ બેસતાં વાર પોતાના ભાઇઓને મારી નંખાવ્યા, અને **ખુશરૂખાં** નામના પોતાના એક માનીતા ગુલામને રાજપાટ સોંપ્યું જે એને પાછળથી મારી નાંખી ગાદી ઉપર આવ્યો.

૪. **ખુશરૂખાં**, ૧૩૨૦–૧૩૨૦:—એ એક વટલેલ ઢેડ હતો તેથી હિંદુ તેમજ મુસલમાન એને બહુજ ધિક્કારતા હતા. **પંજાબના સુબા ગ્યાસુદ્દીન તઘલખે** એને મારી નાંખ્યો અને પોતે ગાદી ઉપર આવ્યો.

---

## તઘલખ વંશ. ૧૩૨૦–૧૪૧૨.

૧. ગ્યાસુદ્દીન **તઘલખ**, ૧૩૨૦–૧૩૨૫:—એ એક તુર્કી ગુલામનો દીકરો હતો. એણે દિલ્હીથી ચાર માઇલ દુર **તઘલખાબાદમાં**

પોતાની રાજધાની કરી. ખેડુતના હકમાં એણે લાભકારી કાયદા બાંધ્યા. બંગાલાના સુબાને તાબે કરીને એ ૧૩૨૫ માં દિલ્હી પાછો ફર્યો. ત્યારે એના છોકરા મહમદે એને આવકાર દેવા માટે દગાથી ઉભા કીધેલા મંડપમાંથી બહાર નીકલતાં એની પર મંડપ તુટી પડયો અને એ મરણ પામ્યો.

૨. **મહમદ તઘલખ**. ૧૩૨૫—૧૩૫૧:—એ એક ભણેલો અને બહાદુર રાજા હતો, પણ એના ઘાતકી સ્વભાવને લીધે એની રૈયત ઘણી દુઃખી થઈ. એના કેટલાંક કામ એક ઘેલા માણસના જેવાં હતાં, એણે દક્ષિણમાં પાછી સ્વારી કરી તે તાબે કર્યું. **ચીન દેશ** જીતવાને એક લાખ માણસનું લશ્કર મોકલ્યું, પણ **હિમાલય પર્વત** ઓળંગતા સઘળાંનો નાશ થયો. એણે પોતાની રાજ્યધાની દિલ્હીમાંથી ફેરવી દક્ષિણે દેવગીરી ( દોલતાબાદ ) માં લઇ જવાનો ઠરાવ કર્યો. અને પોતાની રૈયતને ત્યાં જઇ વસવાને ફરમાવ્યું. એના જુલમથી કંટાલી એની રૈયત જંગલમાં નાશી જતી ત્યારે પોતાના લશ્કર પાસે તેનો શિકાર કરાવતો. એના વખતમાં દખણના કેટલાક પ્રાંતોમાં બંડ ઉઠયાં, જે એ બેસાડી શકયો નહીં, તેથી દિલ્હીનું રાજ ઘણું નબળું થઇ ગયું. એ ઇ. સ. ૧૩૫૧ માં મરણ પામ્યો.

૩. ફિરોજશાહ, ૧૩૫૧–૧૩૮૮:— એ મહમદ તઘલખનો ભત્રીજો થતો હતો એણે ઘણી દયાળુ રીતે રાજ્ય કર્યું. એણે રૈયતના સુખને સારૂ તળાવો, પુલો, મસીદો દવાખાનાં વગેરે બંધાવ્યાં, અને **જમના** તથા **સતલજ** નદી વચ્ચે નેહેર ખોદીને ખેડુતોને પાણી લઇ જવાની સગવડ કરી. એણે પોતાના રાજમાંથી ઘાતકી શિક્ષા કાઢી નાંખી **સતલજ** નદી પાસે **ફિરોઝપુર** નામે શેહેર

વસાવ્યું. એ ઇ. સ. ૧૩૮૮ માં પોતાની ૯૦ વર્ષની ઉમરે મરણ પામ્યો.

૪. **તઘલખ વંશની સમાપ્તિઃ**–ફિરોજશાહ પછી થનારા તઘલખ વંશના પાંચ રાજાઓએ મળી માત્ર દશ વરસ રાજ્ય કર્યું. પણ તેઓ સઘળા નબળા હતા. તેમના રાજ્યમાં ભારે અંધેર અને માંહોમાંહેની લડાઇ ચાલતી હતી. એ વંશના છેલ્લા રાજા **મહમદ બીજાના** અમલમાં **મોગલ** સરદાર **તૈમુરલંગે** ઇ. સ. ૧૩૯૮ માં દિલ્હી લીધું. ત્યાં પાંચ દિવસ સુધી લુટ ચલાવી. અને હજારો માણસોને કતલ કરી કેટલાંક શેહેર ઉજડ કરીને હિંદુસ્તાન છોડી ગયો, ત્યારે મહમદ જે ગુજરાતમાં નાશી ગયો હતો તે પાછો દિલ્હીમાં આવ્યો અને ૧૪૧૨ સુધી રાજ કરી મરણ પામ્યો. એના મરણથી તઘલખ વંશનો અંત આવ્યો.

---

## સૈયદ વંશ. ૧૪૧૪–૧૪૫૦.

૧. **સૈયદ ખીજરખાં ૧૪૧૪-૧૪૨૧ઃ**–એ **મુલતાનનો** સુબો હતો. અને તૈમુર તરફથી નિમાયલા સુબા તરીકે દિલ્હીમાં રાજ કરવા લાગ્યો. એ ઉદાર અને ઇનસાફી હતો. એ સાત વરસ રાજ કરી ૧૪૨૧ માં મરણ પામ્યો.

૨. **સૈયદ મુબારક, ૧૪૨૧–૧૪૩૫;**–આ રાજા પણ ઉદાર અને મળતાવડા સ્વભાવનો હતો. એણે મોગલો તથા ગખ્ખરો સામે લડાઇ કરી. એના વજીરે એને મારી નાંખી એના ભત્રીજા **મહમદને** ગાદી આપી.

૩. **સૈયદ મહમદ**, ૧૪૩૫-૧૪૪૪:—આ રાજાએ પેહેલાં સારી રીતે રાજ્ય કર્યું પણ પાછળથી મોજશોખમાં પડવાથી માળવા તથા જુવાનપુરના રાજાઓએ એનો કેટલોક મુલક જીતી લીધો. ઇ. સ. ૧૪૪૪ માં મરણ પામ્યો.

૪. **સૈયદ આલમ**, ૧૪૪૪-૧૪૫૦:—આ રાજાએ છ વરસ રાજ ચલાવ્યું, પણ એ રાજ્ય ચલાવવાને લાયક ન હોવાથી લાહોરના સુબા **બહલોલ લોદીએ** એના હાથમાંથી ઇ. સ. ૧૪૫૦ માં રાજ્ય લઇ લીધું.

---

## લોદી વંશ. ૧૪૫૦-૧૫૨૬.

૧. **બહલોલ લોદી**, ૧૪૫૦-૧૪૮૮:—જુવાનપુરના રાજા સાથે એણે પચીસ વરસ સુધી લડાઇ કરી તે પ્રાંત તાબે કર્યો અને પંજાબથી બંગાલા સુધી પોતાના રાજની હદ વધારી. એ ઇ. સ. ૧૪૮૮ માં મરી ગયો.

૨. **સિકંદર લોદી**, ૧૪૮૮-૧૫૧૭:—એ પોતાના બાપ બહલોલ લોદી જેવો બાહદુર અને ખબરદાર હતો. એણે બહાર પ્રાંત જીતી લીધો, અને પોતાનો રાજમાં કેટલાક બંડ થયાં તે એણે તરત સમાવી દીધાં.

૩. **ઇબ્રાહીમ લોદી**, ૧૫૧૭ ૧૫૨૬:—આ રાજા પોતાના બાપ સિંકદર લોદીના જેવો ખબરદાર ન હતો, પણ ઘણો નિર્દય અને અભિમાની હોવાથી એના હાથ નીચેના અમલદારો એનાથી કંટાળી ગયા. **પંજાબના સુબા દોલતખાં લોદીએ** બંડ ઉઠાવ્યું અને

કાબુલના અમીર બાબરને પોતાની મદદે બોલાવ્યો. બાબરે ઇબ્રાહીમને ૧૫૨૬ માં દિલ્હીની ઉત્તરમા પાણીપતની લડાઇમાં હરાવી, હિંદુસ્તાનમાં મોગલ વંશનો પાયો નાંખ્યો.

---

## મોગલ વંશ ૧૫૨૬–૧૫૪૦; ૧૫૫૬–૧૮૫૭.

૧. **બાબર,** ૧૫૨૬–૩૦—હિંદુસ્તાનમાં મોગલ વંશનો સ્થાપનાર બાબર તૈમુરના વંશનો છઠો પુરૂષ હતો. એ ઇ. સ. ૧૪૮૨ માં જનમ્યો હતો. એના બાપના મરણ પછી એ કાબુલની ગાદીએ બેઠો. ઇબ્રાહિમ લોદીને **પાણીપત**ની લડાઇમાં હરાવીને એ પોતાને દેશ પાછો નહીં જતાં દિલ્હીની ગાદીપર ઇ. સ. ૧૫૨૬ માં બેઠો, અને પોતાના દીકરા હુમાયુંને મોટું લશકર આપી બીજા મુસલમાન સરદારોને વશ કરવા મોકલ્યો. આથી ઇ. સ. ૧૫૨૭ માં અજમેર તથા મેવાડનો રાજા **સંગ** બીજા રજપુત રાજા સાથે મલી બાબરની સામે થયો પણ તે આગ્રાની પાસે સિકરીની લડાઇમાં હાર્યો. ૧૫૨૮ માં બાબરે **ચંદેરી**ના કિલ્લાને ઘેરો ઘાલ્યો. ત્યાંના હાકેમ **મેદનીરાય**ના હાથતળે રજપુતો બહાદુરીથી લડયા, પણ આખરે બાબર જીત્યો. ઈ. સ. ૧૫૨૯ માં એણે **બંગાલા** તથા **બહાર** પ્રાંતો જીતી લીધા.

બાબર ઘણો માયાળુ, ઉદાર અને ચંચળ હતો. એણે રૈયતના સુખને સારૂ તળાવો, પાણીની નેહેરો, ધર્મશાળા, વગેરે બંધાવ્યાં. એને **હુમાયું, કામરાન, હિંદાલ** અને **મિરજા** અસકરી નામના ચાર દીકરા હતા. બાબર ઇ. સ. ૧૫૩૦ માં મરણ પામ્યો. એની પછી એનો દીકરો હુમાયું ગાદીએ બેઠો.

૨. **હુમાયુ**, ૧૫૩૦–૧૫૪૦ અને ૧૫૫૫–૧૫૫૬ હુમાયું ઈ.સ. ૧૫૦૭ માં જનમ્યો હતો. એણે ઈ. સ. ૧૫૩૫ માં ગુજરાતના રાજા બાહાદુરશાહને હરાવ્યો અને તેનો **ચાંપાનેર**નો કિલ્લો જેમાં પુષ્કળ ખજાનો હતો તે લઇ લીધો. જયારે હુમાયું ગુજરાતમાં લડાઇ કરવાને રોકાયલો હતો ત્યારે **શિરખાં** નામના એક પઠાણે બંગાલા અને બહારમાં બળવો ઉઠાવ્યો. હુમાયુ તેની સામે લડવા ગયો અને તેનો **ચુનારગઢ** જીતી લીધો, પણ પાછલથી શિરખાંએ તેને ઇ. સ. ૧૫૩૯ માં **બકશર** અને ૧૫૪૦ માં **કનોજ** આગળ હરાવ્યો. આથી હુમાયુ પોતાના ભાઇ કામરાન પાસે લાહોર નાસી ગયો. ત્યાંથી **સિંધના** રણમાં થઇને **અમરકોટ** ગયો જયાં ઇ. સ. ૧૫૪૩ માં એના દીકરા **અકબર**નો જન્મ થયો, અમરકોટમાં થોડો વખત રહયા પછી તે ૧૫૪૪ માં ઇરાન ગયો જયાંના રાજા પાસેથી લશકરની મદદ લઈ પોતાના ભાઈઓના હાથમાંથી કાબુલ, કંદહાર જીતી લીધાં તેણે પછી પોતાના વજીર **બેહેરામ** સાથે મળીને **લાહોર** જીતી લીધું. તેણે ઇ. સ. ૧૫૫૬ માં **શિરશાહ**ના વંશનો **સિકંદર** સુર જે દિલ્હીમાં રાજ કરતો હતો તેને સરહિંદની લડાઇમાં હરાવી પોતાનું ખોહેલું રાજ પાછું મેળવ્યું. એજ વરસમાં એ પોતાના મેહેલની સીડી પરથી પડી જવાથી મરણ પામ્યો.

---

## અફગાન વંશ ૧૫૪૦–૧૫૫૫.

૧. **શિરશાહ**. ૧૫૪૦–૧૫૪૫;—હુમાયુને કનોજની લડાઇમાં હરાવી એ દિલ્હીની ગાદીએ બેઠો. એણે ઘણી સારી રીતે ડહાપણથી રાજ ચલાવ્યું. રાજકારભારમાં કેટલાક સુધારા કર્યા, અને રૈયતના

સુખને સારૂ ઘણા ઉપાયો લીધા, મેહેસુલ લેવાની રીતમાં સુધારો કર્યો. મુસાફરોની સગવડ સારૂ સિંધુ નદીથી બંગાલા સુધી રસ્તા બનાવી તેમાં ઠામેઠામ કુવા તથા ધર્મશાળા બંધાવી. એણે ઈ. સ. ૧૫૪૫ માં મેવાડના રાજા સામે હુમલો કીધો. બુંદેલખંડમાં કલિંજરના કિલ્લાને ઘેરો ઘાલતાં દારૂખાનું સળગી ઉઠવાથી ૧૫૪૫ માં મરણ પામ્યો,

૨. **સલીમશાહ**, ૧૫૪૫–૧૫૫૩;–શિરશાહ પછી એના દીકરા **સલીમશાહે** ૧૫૫૩ સુધી **હોશીઆરીથી** રાજ કર્યું. એ ઘણો અદલ રાજા હતો. એના પછી એનો છોકરો **ફિરોજ** ગાદીએ બેઠો, જેને મારી નાખી **શિરશાહનો** વડો દીકરો **મહમદ આદિલશાહ** ગાદીએ બેઠો. એ ઘણો નબલો રાજા હોવાથી એના રાજમાં ઘણાં બખેડા થયા. ને રાજ્યના પાંચ ભાગ થયા, ને પાંચ બાદશાહ રાજ કરવા લાગ્યા. સિકંદર સુર નામના શિરશાહના એક ભત્રીજાના હાથમાંથી ૧૫૫૬ માં હુમાયુંએ પોતાના રાજ્યનો કેટલોક ભાગ પાછો જીતી લીધો.

---

## અકબર ૧૫૫૬–૧૬૦૫.

**અકબર** જયારે ગાદી ઉપર આવ્યો ત્યારે માત્ર તેર વરસનો હતો, તેથી રાજ્ય કારભાર એનો વજીર **બેહેરામ** ચલાવતો હતો. સિકંદર સુરના વજીર **હેમુએ** અકબરના હાથમાંથી રાજ જીતી લેવાની કોશેશ કીધી. પણ ઈ. સ. ૧૫૫૬ માં **પાણીપતના** મેદાનમાં અકબરના વજીર **બેહેરામખાંને** હાથે હાર્યો ગયો. **બેહેરામે** અકબરને બદલે ચાર વરસ સુધી રાજ ચલાવ્યું. તેણે પોતાની સત્તાનો ગેરઉપયોગ કરવાથી અકબરે રાજની લગામ ૧૫૬૦ માં

ાતાના હાથમાં લીધી, જેથી બેહેરામે બંડ ઉઠાવ્યું, અકબરે તેને હરાવ્યો, અને પછી તેને કોઈ અફગાને મારી નાંખ્યો.

અકબરના હાથમાં રાજ્ય કારભાર આવ્યા પછી કેટલાક મુસલમ ન સરદારો તેની સામા થયા, તેમને હરાવી ઇ. સ- ૧૫૬૬ માં તે સઘળાને તાબે કર્યાં. ત્યાર પછી ૧૫૬૭ થી ૧૫૭૨ સુધી અકબર રજપુતો સામે લડયો. અને જેપુર, જોધપુર અને ચિતોડના રાજાઓને તાબે કર્યા. રજપુતોને તાબે કર્યા પછી અકબરે ૧૫૭૩ થી ૧૫૯૯ સુધીમાં ગુજરાત, બંગ.ળા, કાશ્મીર, ઓહિઆ અને સિંધ પ્રાંત, કંદહાર અને અહમદનગર જીતી લીધાં. એણે ૧૬૦૧ માં ખાનદેશ ખાલસા કયા એટલે પોતાના રાજ સાથે જોડી નાંખ્યો.

અકબર બધાં મુસલમાન રાજામાં ઉત્તમ ગણાય છે. એના લાંબા અને ઉપયોગી રાજમાં એની તમામ રૈયત બહુ સુખી રહી. એણે હિંદુ અને મુસલમાનને સરખા ગણ્યા, અને હિંદુઓને તેમની લાયકાત પ્રમાણે ઉંચા ઓધ્ધા આપ્યા. હિંદુઓ ઉપરનો જજીઆવેરો કાઢી નાખ્યો. ધર્મને માટે કોઇને પીડા કરી નહીં; સતી થવાની ચાલનો અટકાવ કરયો, મેહેસુલ લેવાની રીતમાં સુધારો કરયો. અકબર પોતે ભણેલો હોવાથી દરેક જાતની વિદ્યાને ઉત્તેજન આપતો હતો. એના રાજમાં કેટલાક ભણેલા પુરૂષોમાં મેહેસુલ ખાતાંનો વડો રાજા તોડરમલ નામનો હિંદુ તથા એનો વજીર અબુલફાઝલ મુખ્ય હતા. અબુલફાઝલે "આઇને અકબરી" નામના પુસ્તકમાં અકબરનું જન્મ ચરિત્ર લખ્યું છે. અકબર ૧૬૦૫ માં મરણ પામ્યો. એના પછી એનો દીકરો સલીમ ગાદીએ બેઠો.

# સલીમ ૧૬૦૫-૧૬૨૭

૪. **સલીમ-જાહાંગીર** નામ ધારણ કરીને ૧૬૦૫ માં અકબર પછી ગાદીએ બેઠો. એના વડા છોકરા ખુશરૂએ રજપુતોની મદદ મેળવીને એની સામે બંડ ઉઠાવ્યું. પણ જાહાંગીરે તેને હરાવીને તે મરણ પામ્યો ત્યાં સુધી કેદ રાખ્યો.

અકબરની હૈયાતીમાં જાહાંગીર નુરજહાં નામની કોઇ ઇરાની ઉમરાવની દીકરી સાથે પરણવા માગતો હતો. અકબરે તેમ નહીં થવા દેતાં નુરજહાને **શીરઅફગાન** નામના ઉમરાવ જોડે પરણાવી દીધી. જાહાંગીરે ગાદીએ આવ્યા પછી એ શીરઅફગાનને મારી નાંખ્યો અને ૧૬૧૧ માં નુરજાહાં જોડે પરણ્યો.

જાહાંગીરના દીકરા **શાહજાહે** ઉદેપુર ઉપર હુમલો કરી ત્યાંના રાણાને ૧૬૧૪ માં હરાવ્યો.

ઈ. સ. ૧૬૧૫ માં ઇંગ્લંડના રાજા પહેલા **જેમ્સે** પોતાના એલચી સર ટોમસ રોને જાહાંગીરની દરબારમાં મોકલ્યો. જાં-હાંગીરે તેને સારો આવકાર દીધો, અને તેના સમજાવવાથી અંગ્રેજ વેપારીઓની "ઇસ્ટ ઇન્ડીયા કંપની" ને વેપારની બાબદમાં કેટલીક સગવડ કરી આપી.

જાહાંગીરના ગાદીપર આવ્યા પછી **મલીકઅંબર** નામના એક હબસી ઉમરાવે અહમદનગર પાછું લઇ લીધું હતું. તેને જાહાંગીરના દીકરા **શાહજહાંએ** તાબે કર્યો, અને તેના મુલકનો મોટો ભાગ લઈ લીધો. ( ૧૬૨૧ )

નુરજહાંના સમજાવ્યાથી જાહાંગીરની મરજી પોતાના નાના છોકરા શેહેરયારને ગાદી આપવાની હતી, કારણકે નુરજહાંએ

શેહેરયાર સાથે પોતાની શેરઅફગાનને પેટની છોકરી પરણાવી હતી. આથી શાહાંજહાંએ બંડ ઉઠાવ્યું, પણ જાહાંગીરના સરદાર મોહોબતખાંએ તેને હરાવ્યો. પાછલથી નુરજહાંએ મોહબતખાંનો ઘાટ ઘડવાની તજવીજ કરી, કારણ કે તે સલીમના બીજા દીકરા પરવીઝની તરફ થઇ ગયો હતો. આથી મોહોબતખાંએ બંડ ઉઠાવી ઇ. સ. ૧૬૨૬ માં જાહાંગીરને કેદ કર્યો, પણ જાહાંગીર પાછલથી નાશી ગયો, અને ઇ. સ. ૧૬૨૭ માં મરણ પામ્યો.

---

## શાહજહાં ૧૬૨૭—૧૬૫૮.

૫. શાહજહાં નુરજહાંના ભાઇ અસોફખાં તથા મોહોબતખાંની મદદથી સલીમના મરણ પછી ગાદીએ બેઠો. એનો ભાઇ શેહરયાર એની સામે થયો, પણ શાહજહાંએ તેને હરાવી મારી નાંખ્યો, અને નુરજહાને વરસ દહાડે ચોકસ લવાજમ આપી એકાંતવાસમાં જઇ રહેવાની એણે ફરજ પાડી. નુરજહા ઇ. સ. ૧૬૪૬ માં મરણ પામી.

ઇ. સ. ૧૬૨૯ માં દક્ષિણનાં સુબા ખાંજહાં લોદીએ શાહજહાંની સામે બંડ ઉઠાવ્યું, પણ શાહજહાંએ તેને બુંદેલખંડ આગળ હરાવી મારી નાંખ્યો.

ઇ. સ. ૧૬૩૭ માં શાહજહાંએ દક્ષિણમાં જઇ બિજાપુર તથા ગોવલકોંડાના રાજાને ખંડણી આપવાની ફરજ પાડી, અને મરેઠા સરદાર શાહજી ભોંસલેને હરાવી અહમદનગરનું રાજ્ય દિલ્હીના રાજ્ય સાથે જોડી નાંખ્યું.

ઈ. સ. ૧૬૩૭ માં પોર્ટુગીઝ લોકના જે થાણાં બંગાળામાં હતાં તે શાહજહાંએ લઈ લીધાં, અને તેમને ત્યાંથી હાંકી કાઢ્યા.

ઈ. સ. ૧૬૫૭ માં શાહજહાં માંદો પડયો. ત્યારે તેણે પોતાના વડા દીકરા દારાને રાજ્ય કારભાર સોંપ્યો. આ ઉપરથી તેના ચાર દીકરા દારા, સુજા, મુરાદ અને ઔરંગજેબ વચ્ચે ગાદીને વાસ્તે વાંધો ઉઠયો. દારા બહાદુર પણ ભોળો હતો; સુજા વિષયી અને હિચકારો હતો; ઔરંગજેબ લોભી, બાહોશ અને લુચ્ચો હતો; અને સૌથી નાનો મુરાદ કમઅકલનો પણ બાહાદુર હતો. ઔરંગજેબે પોતાની બાહોશી અને લુચ્ચાઈથી પેહેલાં મુરાદને ખોટું સમજાવીને પોતાના પક્ષમાં લીધો. પછી દારા તથા સુજાને હરાવી, મુરાદને કેદ કરી ઈ. સ. ૧૬૫૮ માં ગાદીએ બેઠો. શાહજહાં એક કેદી તરીકે રહીને ઈ. સ. ૧૬૬૮ માં મરણ પામ્યો. શાહજહાં ઇનસાફી અને ખબરદાર હતો, અને પોતાની રૈયત પર હેત રાખતો હતો. એણે પોતાને માટે મોરના આકારનું એક કિમતી તખ્ત બનાવ્યું હતું, અને આગ્રામાં “તાજ મેહેલ” નામની સુંદર ઇમારત બંધાવી હતી, જે આજ પણ જોવામાં આવે છે.

---

## ઔરંગજેબ ૧૬૫૮—૧૭૦૭.

૯. આ બાદશાહ પોતાના બાપ શાહજાહાંને કેદ કરીને તથા પોતાના ભાઈ ભત્રીજાને દગાથી અથવા ખુલ્લી રીતે મારી નાંખી, આલમગીર નામ ધારણ કરી ઈ. સ. ૧૬૫૮ માં ગાદીએ બેઠો. ઈ. સ. ૧૬૫૯ માં એણે દારાને મરાવી નાંખ્યો. એજ વરસમાં

સુજાને અલાહબાદથી થોડે દુર કજવાની લડાઇમાં હરાવ્યો, જેથી તે બ્રહ્મદેશના આરાકાન પ્રાંતમાં નાશી ગયો. જ્યાં તે માર્યો ગયો. ઇ. સ. ૧૬૬૧ માં એણે મુરાદને મારી નાંખ્યો. શાહજહાં પોતાના દીકરાઓના કમોહોતના ગમને લીધે ઇ. સ. ૧૬૬૮ માં મરણ પામ્યો.

ઔરંગજેબ રાજ્ય કારભારમાં ઘણો ખબરદાર હતો. એણે મોગલ રાજની સત્તા ઉત્તરે સિંધુ નદીથી દક્ષિણે કન્યા કુમારી ભૂશિર સુધી ફેલાવી હતી. પણ રજપુતો તથા મરેઠા સાથે એને લાંબો વખત સુધી લડવું પડયું તેથી, તેમજ હિંદુઓ ઉપર એણે જુલમ વરસાવ્યો તેથી એની પાદશાહીનો ઉતાવળે નાશ થયો.

મરેઠાઓ પોતાના શૂરા સરદાર શિવાજીના હાથ નીચે એની સામે થયા, અને ઔરંગજેબે મોટાં લશ્કર મોકલી તેમને જીતવાની ઘણીબી કોશેશ કીધી, પણ તે મુઓ ત્યાંસુધી મરેઠાને પુરેપુરા વશ કરી શકયો નહીં.

ઔરંગજેબે હિંદુઓપર જજીઆ વેરો જે અકબરે કાઢી નાંખ્યો હતો, તે પાછો નાંખ્યો, તેમને સરકારી નોકરીમાંથી બરતરફ કર્યા, તેમનાં દેહેરાંનો નાશ કર્યો. એ અને એવાં બીજાં કારણોથી રજપુતો ઔરંગજેબના કટા વેરી થયા, અને તેઓએ એની સામે લડાઇ ઉઠાવી. આવી લડાઇથી મોગલ રાજની પડતીનું બી રોપાયું. રજપુતો જેવી રીતે આગળા રાજાઓને મદદ આપતા હતા તેમ તેઓએ ઔરંગજેબ તથા તેની પછીના નબળા રાજાઓને આપી નહીં.

ઔરંગજેબે ૧૬૮૩–૧૭૦૭ સુધી દક્ષિણમાં લડાઇ ચલાવી. અને બિજાપુર, ગોવલકોંડા અને સતારા જીતી લીધાં. ઈ. સ. ૧૭૦૧ માં અંગ્રેજી એલચી સર વિલિયમ નોરિસ ઔરંગજેબની દરબારમાં આવ્યો. ઔરંગજેબ ઇ. સ. ૧૭૦૭ માં ૮૯ વર્ષની વયે મરણ પામ્યો.

---

## મોગલ વંશની પડતી ૧૭૦૭–૧૮૬૨.

ઔરંગજેબ પછી બીજા અગીઆર રાજા થઇ ગયા. એ રાજાઓ ઘણા નબળા હોવાથી અને મરેઠાઓ તથા શીખ* લોકોનું જોર વધતું જવાથી તેમજ રજપુતો અને મરેઠા ઉપર ઔરંગજેબના જુલમને લીધે ઘણાંક રાજ્યો મોગલ રાજની સામા થઇ સ્વતંત્ર થયાં. ઇ. સ. ૧૭૩૮ માં નાદીરશાહ નામના એક ઇરાનીએ હિંદુસ્તાન ઉપર ચઢાઈ કીધી, મોગલોને કર્નાલની લઢાઇમાં હરાવ્યા, અને દિલ્હી તાબે કર્યું ત્યાંના લોકોની કતલ ચલાવી બેશુમાર દોલત લઈ પાછો ફર્યો. ત્યાર પછી અહમદશાહ અબદલી નામના અફગાને હિંદુસ્તાન પર છ સ્વારી કરી. પેહેલી સ્વારીમાં તેને મોગલોએ સ્થાનેશ્વરની ઉત્તરે સરહિંદની લડાઇમાં ૧૭૪૮ માં હરાવી મારી કાઢયો, પણ ૧૭૬૧ માં પાણીપતની લડાઇમાં અહમદશાહ અબદલીએ મરેઠાઓના લશ્કરને જબરી હાર આપી

---

* શીખ પંજાબ તરફ વસ્તા રાંક લોકો હતા, જેઓએ મુસલમાન તથા હિંદુ શાસ્ત્રમાંથી સારી સારી બાબદોનો સાર કાઢી શીખ નામનો એક નવો પંથ સ્થાપયો હતો.

મોગલ વંશના એક બાદશાહ શાહઆલમ બીજાને અંગ્રેજોએ ઇ. સ. ૧૮૦૩ માં મરેઠાઓના હાથમાંથી છોડવી તેને સારૂં પેન્શન બાંધી આપ્યું, પણ એ શાહઆલમના પૌત્ર બાહાદુરશાહે ૧૮૫૭ ના મોટા બળવાની વખતે અંગ્રેજો સામે થઇ બળવાખોરોને મદદ આપી હતી. તેથી અંગ્રેજોએ એને બ્રહ્મદેશના રંગુન શેહેરમાં દેશનીકાલ કર્યો, જ્યાં એ ૧૮૬૨ માં મરણ પામ્યો.

---

## મરેઠી રાજ્ય ૧૬૬૪–૧૮૪૮.

૧ શિવાજી ૧૬૬૪–૧૬૮૦.—મરેઠી રાજ્યનો સ્થાપનાર શિવાજી હતો. એ શાહજી ભોંસલે નામના એક મરેઠી સરદારનો છોકરો હતો અને ૧૬૨૭ માં જનમ્યો હતો. શિવાજીએ દાદોજી કોંડે નામના એક બ્રાહ્મણના હાથ નીચે લડાયક તાળીમ લઇ નાનપણથીજ લુટફાટ કરવા માંડી, અને થોડા વખતમાં પોતાનું એક નાનું લશકર ઉભું કર્યું. ઇ. સ. ૧૬૪૬ માં એણે પુણાની નજદીકમાં આવેલો તોરનીઆનો ડુંગરી કિલ્લો જીત્યો, અને ત્યાર પછી બિજાપુરના મુસલમાન રાજાનો કેટલોક મુલક પોતાને તાબે કરી લીધો. આથી બિજાપુરના રાજાએ પોતાના સરદાર અફઝુલખાનને મોટું લશકર આપી શિવાજીને તાબે કરવા મોકલ્યો, પણ શિવાજીએ તેને દગાથી મારી નાંખ્યો. પછી શિવાજીએ ઔરંગજેબના મુલકપર હુમલો કરી ત્યાં લુટફાટ ચલાવી, તેથી ઔરંગજેબે શાહિસ્તખાં નામના સરદારને તેની

સામે મોકલ્યો. આ સરદારે પુણા જીતી લીધું. શિવાજીએ છુપા વેશે શેહેરમાં દાખલ થઇ શાહસ્તખાંને ત્યાંથી પાછો હાંકી કહાડયો. ત્યાર પછી શિવાજીએ સુરત લુટયું, અને ૧૬૬૪ માં રાજાનો ખેતાબ ધારણ કીધો. ઔરંગઝેબે ઇ. સ. ૧૬૬૫ માં શિવાજીને વશ કરવાને એક મોટી ફોજ મોકલી, જેણે શિવાજીના ઘણાક કિલ્લા જીતી લઇ તેને તાબે થઇ સલાહ કરવાની ફરજ પાડી. એજ વરસમાં શિવાજીએ બિજાપુરના રાજા સાથે લડવાને ઔરંગઝેબને મદદ આપી ઇ. સ. ૧૬૭૬ માં શિવાજીએ કર્ણાટક પ્રાંત પર ચઢાઇ કરી, પોતાના ભાઇ વેનકાજીને ત્યાંની પોતાની બાપીકી જાગીરની આવકનો અરધો ભાગ આપવાની ફરજ પાડી. એ ૧૬૮૦ માં રાયગઢમાં મરણ પામ્યો.

૨ શંભાજી ૧૬૮૦—૧૬૮૯.—શિવાજી પછી એનો દીકરો શંભાજી ગાદીએ બેઠો. એ બહાદુર પણ ઘાતકી અને વ્યસની હતો. એના વખતમાં મરેઠાઓ પોતાની સત્તાનો ઝાઝો ફેલાવો કરી શકયો નહી. ઇ. સ. ૧૬૮૯ માં ઔરંગઝેબે એને લડાઇમાં હરાવી કેદ પકડી મારી નંખાવ્યો અને એના દીકરા શાહુને કેદ કર્યો. શંભાજી પછી ૧૬૮૯ થી ૧૭૦૦ સુધી રાજારામ અને ૧૭૦૦ થી ૧૭૦૮ સુધી શિવાજી બીજો ગાદીએ આવ્યા, પણ તેમના વખતમાં કાંઇ જાણવા જોગ બનાવ બન્યા નહી.

૩ શાહુ ૧૭૦૮—૧૭૪૮.—ઔરંગઝેબના મરણ પછી તેના દીકરા શાહઆલમે શાહુને ઇ. સ. ૧૭૦૮ માં છોડી મુકયો, જેથી તે પોતાનું રાજ લેવા ગયો. આ વખતે સતારામાં એના કાકાના દીકરા શિવાજી બીજાને બદલે તેની મા તારાબાઇ રાજકાર-

ભાર ચલાવતી હતી, તે શાહુની સામે થઇ. પણ તેણીનું કાંઇ ચાલ્યું નહીં, તેથી તેણી પોતાના દીકરા સાથે કોલાપુર જઇ રહી, અને શાહુ સતારાની ગાદીએ બેઠો. નાનપણથીજ મોગલ દરબારમાં કેળવાયાથી એને મોજમજાહ ઘણી પસંદ હતી, તેથી તેણે સઘળો રાજકારભાર ૧૭૧૪ માં પોતાના વજીર બાલાજી વિશ્વનાથને સોંપ્યો. આ વખતથી મરેઠી રાજાઓ માત્ર નામનાજ રાજા ગણતા. જ્યારે તેમને બદલે તેમના પેશ્વા એટલે વજીર રાજકારભાર ચલાવતા. શાહુ ૧૭૪૮ માં મરણ પામ્યો, એની પછી ચાર નામના રાજા થયા. છેલ્લો રાજા આપા સાહેબ ૧૮૪૮ માં મરણ પામ્યો, ત્યારે અંગ્રેજોએ સતારાનું રાજ ખાલસા કર્યું.

---

## પેશ્વાઓનો અમલ ૧૭૧૪-૧૮૧૮.

૧. બાલાજી વિશ્વનાથ ૧૭૧૪-૧૭૨૦:—એ શાહુ રાજાનો વજીર અને પેહેલો પેશ્વા હતો. પેહેલાં એ એક સાધારણ કારકુન હતો, પણ પોતાની બાહોશીથી એ પેશ્વાની પદવી પામ્યો. ૧૭૧૪ માં શાહુએ સઘળો રાજકારભાર એના હાથમાં આપ્યો, એણે ઘણી હોશિઆરીથી રાજકારભાર ચલાવી મરેઠી રાજ્યની હદ ઘણી વધારી. એ ૧૭૨૦ માં મરણ પામ્યો.

૨. બાજીરાવ ૧૭૨૦—૧૭૪૦:—એ બાલાજી વિશ્વનાથનો છોકરો અને બીજો પેશ્વા હતો. એ બધા પેશ્વાઓમાં સૌથી મોટો અને સરસ ગણાય છે. એ બહાદુર, હોશિયાર અને ભણેલો હતો. અને શિવાજીની માફક લડવૈયા તરીકે પ્રખ્યાત થઇ ગયલો છે. લડ-

વામાં જેઓ હોશિઆર માલમ પડતા તેમને ઉંચી પદવીએ ચહડાવી જાગીરો આપતો. મહલ્હારરાવ હોલકર અને રાણોજી સિંધ્યા જેઓના વંશના રાજા હાલમાં ઇંદોર તથા ગવાલિયરમાં રાજ કરે છે, તેઓને ગરીબ હાલતમાંથી બાજીરાવે ઉંચી પદવીએ ચહડાવ્યા. એણે શાહુના હાથમાંથી રફ્તે રફ્તે બધી સત્તા છીનવી લીધી. આથી એની સત્તા તોડવા સારૂ શાહુ રાજાનો સેનાપતિ ત્રિંબકરાવ દાભાડે બાજીરાવની સામો થયો, પણ બાજીરાવે ઇ. સ. ૧૭૩૪ માં તેને ડભોઇની લડાઇમાં હરાવ્યો. બાજીરાવની મુખ્ય મતલબ મુગલાઇ રાજ્ય તોડીને ભરતખંડના ધણી થવાની હતી. એના અમલમાં મરેઠી રાજ્ય ઘણું વધ્યું, જેથી દિલ્હીના મોગલ શેહેનશાહે પોતાના સરદાર નિઝામ-ઉલ-મુલ્કને બાજીરાવની સામે મોકલ્યો, પણ બાજીરાવે તેને ભોપાલની લડાઇમાં ૧૭૩૫ માં હરાવીને સલાહ કરવાની ફરજ પાડી. એ ૧૭૪૦ માં મરણ પામ્યો.

૩. બાલાજી બાજીરાવ ૧૭૪૦—૧૭૬૧:—એ બાજીરાવનો દીકરો અને ત્રીજો પેશ્વા હતો. એના અમલમાં મરેઠી સત્તા જેટલી વધી તેટલી તુટી પણ ગઇ. એના સરદારોએ ઓરિસા, બુંદેલખંડ લાહોર, મૈસુર અને કર્ણાટક ઉપર ચહડાઇ કરી ત્યાંથી ચોથ લીધી. ૧૭૬૦ માં ઉડગીરની લડાઇમાં એણે નિઝામને પાછો હરાવ્યો, અને ઘણાક મુલકો મરેઠાઓને આપી દેવાની ફરજ પડી. પણ આ પેશ્વાના અમલમાં મરેઠાઓ ઉપર એક ભારે આફત આવી પડી, જેથી તેમની સત્તા ઘણીજ નબળી પડી ગઈ. ૧૭૫૮ માં મરેઠાઓએ લાહોરપર ચઢાઇ કીધી હતી, તેથી ગુસ્સે થઇને અ-હમદશાહ અબદલ્લી હિંદુસ્તાન ઉપર ચહડી આવ્યો, અને મરેઠા-

એના એક જબરાં લશ્કરને ૧૭૬૧ પાણીપતની લડાઇમાં સખ્ત હાર આપી. બાલાજી આ હારથી ઘણોજ દલગીર થઇ ગયો, અને તે એજ વરસમાં મરણ પામ્યો.

૪. માધવરાવ ૧૭૬૧–૧૭૭૨:—બાલાજી બાજીરાવનો દીકરો માધવરાવ ચોથો પેશ્વા થયો. એ ઘણો બહાદુર અને વિવેકી હતો. એ ૧૭ વરસની નાની વયનો હોવાથી રાજકારભાર એનો કાકો રાઘોબા ચલાવતો હતો. ૧૭૭૨ માં માધવરાવે માઇસુરના રાજા હૈદરને ચેરકુલ્લીની લડાઇમાં હરાવી તેની કેટલીક જગાઓ જીતી લીધી. એના વખતમાં સખારામ બાપુ અને નાના ફડનવીસ નામના હોશીઆર રાજ કારભારી હતા.

૫. નારાયણરાવ ૧૭૭૨—૧૭૭૩:—માધવરાવ પછી તેનો ભાઇ નારાયણરાવ પણ ૧૮ વરસની કાચી વયે પેશ્વા થયો. તેથી એના કાકા રાઘોબાએ પાછો રાજકારભાર ચલાવ્યો. થોડા વખતમાં રાઘોબાએ નારાયણરાવને મારી નાંખ્યો, અને પોતે એક વરસ પેશ્વા તરીકે સત્તા ચલાવી, પણ એના પાપી કામને લીધે એ લોકોને અળખામણો થઇ પડયો, તેથી એને આખરે ઓધ્ધો છોડવાની ફરજ પડી.

૬. માધવરાવ નારાયણ ૧૭૭૪–૧૭૯૫:—નારાયણરાવના મરણ પછી એનો દીકરો માધવરાવ નારાયણરાવ અથવા સવાઇ માધવરાવ પેશ્વા થયો. રાઘોબા, આગલ જેણે પેશ્વાને મારી નાંખ્યો હતો તે, એની સામે થયો અને અંગ્રેજોની મદદથી પેશ્વાના લશ્કરને આરાસના મેદાનમાં ૧૭૭૫ માં હરાવ્યું. પણ પાછલથી અં-

એલ્ગેએ માધવરાવ સાથે સલાહ કરી તેને પેશ્વા કબુલ કર્યો. ઇ. સ. ૧૭૯૫ માં માધવરાવના પ્રધાન નાના ફડનવીસે નિઝામને કુર્દ-લાની લડાઇમાં હરાવ્યો. રાઘોબાના છોકરાઓ, જેને નાના ફડન-વીસે કેદ રાખ્યા હતા, તેમને છોડવાને માધવરાવે કોશેશ કરી, પણ તેમાં તેનું કાંઇ વળ્યું નહીં, તેથી તે ૧૭૯૫ માં આપઘાત કરી મરણ પામ્યો.

૭. બાજીરાવ બીજો, ૧૭૯૫–૧૮૧૮:—સવાઇ માધવરાવના મરણ પછી કોઈ વારસ નહીં હોવાથી નાના ફડનવીસ, રાઘોબાના દીકરા બાજીરાવને પેશ્વા બનાવી, પોતે તેના પ્રધાન તરીકે પાછો કામ ચલાવવા લાગ્યો. ઇ. સ. ૧૮૦૦ માં નાના ફડનવીસ મરણ પામ્યો, ત્યારથી મરેઠી રાજની પડતી શરૂ થઈ, કારણ કે આ છેલ્લો પેશ્વા ઘણો નબળો હતો. નાના ફડનવીસના મરણ પછી હોલ્કરે પેશ્વાને પુનામાંથી હાંકી કાઢયો, તેથી તેણે અંગ્રેજો સાથે ૧૮૦૨ માં વસાઇની સલાહ કરી, તેમની મદદથી પાછો ગાદીપર આવ્યો; પા-છળથી તે અંગ્રેજો સામે કાવાદાવા કરવા લાગ્યો, તેથી ૧૮૧૮ માં અંગ્રેજોએ તેનું રાજ લઇ લીધું, અને આઠ લાખ રૂપીઆનું વર્ષાસન બાંધી આપ્યું, અને એને કનોજની પાસે બિથુર ગામમાં રાખ્યો. જયાં ૧૮૫૩ માં એ મરણ પામ્યો. એણે નાના સાહેબને દત્તક કરી લીધો હતો.

---

## યુરોપીઅન સંસ્થાન.

૧. પોર્ટુગીઝ—પદરમી સદીની આખેરીએ પોર્ટુગીઝ એટલે

ફીરંગી લોકોએ યુરોપથી હિંદુસ્તાન આવવાનો જળમાર્ગ શોધી કાઢ્યો. તેમનો એક કાફલો ૧૪૯૯ માં વાસકો ડી ગામા નામના વાહાણવટીના હાથ હેઠળ કલીકટ બંદર આગળ આવ્યો. તે ત્યાં થોડો વખત રહી પોર્ટુગલ પાછો ફર્યો. ત્યાર પછી ઇ. સ. ૧૫૦૦ માં કાબ્રાલ નામનો બીજો પોર્ટુગીઝ સરદાર એક કાફલા સાથે કલીકટ બંદરે ઉતર્યો, પણ પાછલથી ત્યાંના વેપારીઓ સામે થવાથી તે પોર્ટુગલ પાછો ગયો. ૧૫૦૨ માં વાસ્કો ડી ગામા પાછો આવ્યો; અને ૧૫૦૫ માં ફ્રાન્સિસકો આલ્મીડા હિંદુસ્તાનનો પેહલવહેલો પોર્ટુગીઝ સુબો નીમાયો. એ પ્રમાણે આ દેશનો વેપાર ફીરંગીઓએ એક હાથ કરી લીધો. પણ હિંદુસ્તાનમાં પોર્ટુગીઝ સત્તાનો ખરેખરો સ્થાપનાર તો આલફોન્સો આલબુકર્ક હતો, જે ૧૫૦૮ માં આલ્મીડા પછી સુબો નિમાયો હતો. આલબુકરકે ૧૫૧૦ માં ગોવા અને ૧૫૧૧ માં ઓર્મઝ બેટ તથા મલાકકા બેટ જીતી લીધા. ૧૫૧૫ માં પોરટુગલના રાજાએ આલબુકર્કને વગર કારણે બરતરફ કર્યાં. ત્યાર પછી ફીરંગી લોકોએ વસાઇ, દીવ, દમન અને બીજી જગાએ પોતાના થાણાં ઘણાં જલદીથી વધાર્યાં. પાછલથી હરીફાઇને લીધે તેઓએ ઘણીખરી જગાઓ ખોઇ દીધી. હાલ હિંદુસ્તાનમાં ફીરંગીઓનાં ગોવા, દમન અને દીવ એ ત્રણજ સંસ્થાનો છે.

૨. ડચ અથવા વલંદા—સતરમી સદીમાં યુરોપ ખંડમાં હોલેન્ડ દેશના રેહેવાસી વલંદા લોકો વેપાર કરવા સારૂ હિંદુસ્તાનમાં આવ્યા. અને ફીરંગી લોકના હરીફ થઇ તેમના કેટલાંક સંસ્થાન લઇ લીધાં. તેઓએ જાવા બેતમાં બેતેવીયાનું સંસ્થાન સ્થાપ્યું, ચિનસુરામાં એક કિલ્લો બાંધ્યો, અને પછી સાદરા, પુલિકટ,

નિગાપટમ વગેરે બીજી જગાઓ મેળવી. ઇ. સ. ૧૭૮૩ માં અંગ્રેજોએ વલંદા લોકોના સઘળાં સંસ્થાન જીતી લઇ તેમની સત્તાનો અંત આણ્યો.

૩. ફ્રેન્ચ—ઈ. સ. ૧૬૬૪ માં હિંદુસ્તાન સાથે વેપાર કરવા સારૂ ફ્રાન્સ દેશનાં લોકોની "ફ્રેન્ચ ઇસ્ટ ઇંન્ડયા" કમ્પની ઉભી થઇ. એ લોકોએ ૧૬૬૪ માં સુરતમાં અને ૧૬૬૯ માં મછલીપટણમાં કોઠી સ્થાપી. ૧૬૭૪ માં ફ્રેન્ચોએ પોન્ડીચરી શેહેર વસાવી, ત્યાં પોતાની રાજધાની કરી, તેઓએ ઔરંગઝેબ પાસેથી ચંદ્રનગર લીધું, અને ૧૭૨૫ માં મહે બંદર જીત્યું. ૧૭૪૧ માં ડુપલે નામનો એક સરદાર પોન્ડીચરીનો હાકેમ થયો, જેણે અંગ્રેજોને હિંદુસ્તાનમાંથી હાંકી કાઢવાને કોશેશ કીધી. આથી લાંબો વખત અંગ્રેજ અને ફ્રેન્ચ વચ્ચે લડાઇ ચાલી, પણ આખરે અંગ્રેજો ફાવ્યા. હાલ ફ્રેન્ચ લોકોના હિંદુસ્તાનમાં પોન્ડીચરી, ચંદ્રનગર, મહે, કરીકલ અને યાનાઉન નામના પાંચ સંસ્થાનો છે.

૪. અંગ્રેજ—અંગ્રેજો જેઓ હાલ હિંદુસ્તાન ઉપર હકુમત ચલાવે છે તેઓ પેહેલવેહેલાં વેપાર કરવાની મતલબથી આ દેશમાં આવ્યા. ઇ. સ. ૧૬૦૦ ના વરસમાં ઇંગ્લાંડની રાજધાની લંડન શેહેરના વેપારીઓની એક મંડળીએ ઇંગ્લાંડની રાણી ઇલીઝાબેથ પાસેથી હિંદુસ્તાનમાં વેપાર કરવા મારે પટો મેલવ્યો. એ મંડળીનું નામ "ઇસ્ટ ઇંન્ડીયા કમ્પની" કરી હતું. આ કમ્પનીને મોગલ શેહેનશાહ જાહાંગીરે કેટલાક ફાયદાકારક હકો આપ્યા.

ઇ. સ. ૧૬૧૬ માં અંગ્રેજોએ સુરત, કલીકટ અને મછલી-

પટણમાં કોઠી સ્થાપી. ઘણાં વરસ લગી સુરત અંગ્રેજોનું મુખ્ય મથક હતું. ઇ. સ. ૧૬૩૮ માં શાહજહાંએ અંગ્રેજોને કેટલાક હકો આપ્યા, જેથી ઇસ્ટ ઇન્ડયા કમ્પનીને બંગાલામાં વેપાર કરવાની છુટ મલી. ૧૬૩૯ માં અંગ્રેજોએ મદ્રાસ સંસ્થાન સ્થાપ્યું અને ત્યાં ફોર્ટ સેન્ટ જયોર્જનો કિલ્લો બાંધ્યો. ઇ. સ. ૧૬૬૨ માં જ્યારે ઇંગલાંડનો રાજા બીજો ચાર્લ્સ પોર્ટુગલના રાજાની દીકરી સાથે પરણ્યો, ત્યારે મુંબઇ બેટ તેને પેહેરામણીમાં મલ્યો. આ આપણો મુંબઇ બેટ ચાર્લ્સ રાજાએ ૧૬૬૮ માં ઇસ્ટ ઇન્ડિયા કમ્પનીને સ્વાધીન કર્યો. તે વખતથી મુંબઈ પશ્ચિમ કાંઠા ઉપર કમ્પનીનું મુખ્ય મથક થયું. ત્યાર પછી અંગ્રેજોએ પોન્ડીચરી નજદીક થોડી જગા ખરીદી કોરોમોંડલ કિનારા આગલ ફોર્ટસેન્ટ દેવિડનો કિલ્લો બાંધ્યો. ૧૭૦૦ માં બંગાલામાં કલકત્તા ખરીદી ફોર્ટ વિલિયમ નામે કિલ્લો બાંધ્યો. બંગાલામાં કલકત્તા કમ્પનીનું મુખ્ય મથક તે વખતથી થયું તે આજ સુધી છે.

---

# કર્ણાટકની પેહેલી લડાઇ ૧૭૪૪-૧૭૪૮.

લડાઇનું કારણ:—પોન્ડિચરીનો ફ્રેન્ચ ગવરનર ડુપ્લી અંગ્રેજોને હિંદુસ્તાનમાંથી હાંકી કાઢવાની ટક શોધ્યા કરતો હતો, તેવામાં યુરોપમાં ઇંગ્લાંડ અને ફ્રાન્સ વચ્ચે લડાઈ ઉઠવાથી હિંદુસ્તાનમાં પણ અંગ્રેજ અને ફ્રેન્ચ લોકો વચ્ચે કર્ણાટકમાં લડાઇ સળગી.

ઈ. સ. ૧૭૪૬ માં લાબોર્ડોને નામના ફ્રેન્ચ સરદારે અંગ્રેજોના ફોર્ટ સેન્ટ જયોર્જ પર હુમલો કરી તે લઈ લાધો. અંગ્રેજ

વરસમાં ડુપ્લીએ પોતે ફોર્ટ સેન્ટ દેવીડના કિલ્લા પર હુમલો કીધો. પણ અંગ્રેજોએ બાહાદુરીથી લડી ફ્રેન્ચોને ફાવવા દીધા નહીં એવામાં યૂરોપમાં અંગ્રેજ તથા ફ્રેન્ચ લોકો વચ્ચે સલાહ થઇ તેથી હિંદુસ્તાનમાં પણ લડાઈ બંધ પડી.

---

## કર્ણાટકની બીજી લડાઇ ૧૭૪૮–૧૭૫૫.

લડાઇનું કારણ:—ઇ. ૧૭૪૮ માં દક્ષિણનો સુબો નિઝામ-ઉલ-મુલ્ક મરણ પામવાથી દખણ અને કર્ણાટકની ગાદી માટે વાંધો ઉઠયો. નિઝામનો બીજો દીકરો નાઝિરજંગ દખણની ગાદીએ આવવાથી તેના વડા દીકરાનો દીકરો મુજફ્ફરજંગ તેની સામે થયો. એજ વરસમાં કર્ણાટકની રાજધાની આર્કટમાં પણ ગાદી બાબદ અનવારૂદીન અને ચંદાસાહેબ વચ્ચે વાંધો ઉઠયો. મુજફ્ફરજંગ અને ચંદા સાહેબે સાથે મળી ફ્રેન્ચોની મદદ માગી, અને નાઝિરજંગ અને અનવારૂદીનને અંગ્રેજોની મદદ મળી, તેથી અંગ્રેજ અને ફ્રેન્ચ લોકો વચ્ચે કર્ણાટકની બીજી લડાઇ શરૂ થઈ.

ઇ. સ. ૧૭૪૯ માં મુજફ્ફરજંગ અને ચંદા સાહેબે ફ્રેન્ચોની મદદથી કર્ણાટકની રાજધાની આર્કટ ઉપર હુમલો કીધો, અને ત્યાંના નવાબ અનવારૂદીનને અમ્બુરની લડાઇમાં હરાવ્યો. લડાઇમાં અનવારૂદીન માર્યો ગયો અને તેનો છોકરો મહમદઅલી ત્રિચીનાપોલી નાસી ગયો. નાઝિરજંગ પણ પોતાના સિપાઈઓને હાથે માર્યો ગયો, જેથી ૧૭૫૦ માં મુજફ્ફરજંગ દક્ષિણનો સુબો અને ચંદાસાહેબ આર્કટનો નવાબ થયો. મુજફ્ફરજંગ થોડા દિવસમાં માર્યો ગયો, તેથી નિઝામનો નાનો છોકરો સલાબતજંગ દક્ષિણનો સુબો થયો.

ઇ. સ. ૧૭૫૧ માં ચંદા સાહેબે ફ્રેન્ચોની મદદ લઇ ત્રિચિનાપોલીને મહમદઅલી પર હુમલો કરી તેને ઘેરી લીધો. મહમદઅલીનો છુટકારો કરવાની મતલબથી અંગ્રેજ સરદાર રોબર્ટ કલાઈવે ચંદાસાહેબની રાજધાની આર્કટ પર હુમલો કરી તે લઈ લીધું. ચંદાસાહેબનો છોકરો રાજાસાહેબ જે આર્કટ પાછું જીતી લેવા મોટાં લશ્કર સહિત આવ્યો હતો, તેને કલાઇવે મારી હઠાવી પાછળથી તેને આર્નિની લડાઇમાં હરાવ્યો.

ઇ. સ. ૧૭૫૨ માં અંગ્રેજ સરદારો મેજર લોરેન્સ અને કલાઇવે મરેઠી સરદાર મોરારીરાવ તથા તંજોરના રાજાની મદદથી ત્રિચિનાપોલી ઉપર હુમલો કરી ચંદાસાહેબ અને ફ્રેન્ચોને મારી હઠાવી મહમદઅલીને છુટો કર્યો. ચંદાસાહેબ પાછલથી તંજોરના લશ્કરના સરદારને તાબે થયો, જેણે તેને પાછલથી મારી નંખાવ્યો, અને અંગ્રેજોએ મહમદઅલીને કર્ણાટકનો નવાબ બનાવ્યો.

ઈ. સ. ૧૭૫૪ માં ડુપ્લીને ફ્રાન્સ પાછો બોલાવી લેવાથી તેની જગાએ ગોડ્યુ નામનો નવો હાકમ નીમાયો, જેણે અંગ્રેજો સાથે સલાહ કરી મહમદઅલીને કર્ણાટકનો નવાબ કબુલ રાખ્યો, જેથી કર્ણાટકની બીજી લડાઈનો અંત આવ્યો.

---

## કર્ણાટકની ત્રીજી લડાઇ ૧૭૫૭–૧૭૬૧.

**લડાઇનું કારણ:**—ઇ. સ. ૧૭૫૭ માં યુરોપમાં ઇંગ્લાંડ અને ફ્રાન્સ વચ્ચે લડાઈ ઉઠવાથી હિંદુસ્તાનમાં પણ અંગ્રેજ અને ફ્રેન્ચ લોકો વચ્ચે પાછી લડાઇ શરૂ થઇ.

ઇ. સ. ૧૭૫૮ મા ફ્રેન્ચ સરદાર લાલીએ અંગ્રેજોના ફોર્ટ સેન્ટ ડેવીડના કિલ્લા પર હુમલો કરી તે જીતી લઇ તેને ભાંગીને જમીન બરાબર કરી નાંખ્યો. ઇ. સ. ૧૭૫૯ માં લાલીએ મદ્રાસને ઘેરો ઘાલ્યો, પણ અંગ્રેજોએ તેનો બહાદુરીથી બચાવ કર્યો. અને લાલીને ઘેરો ઉઠાવવાની ફરજ પાડી. ઇ. સ. ૧૭૬૦ માં અંગ્રેજ સરદાર કર્નલ કુટે ફ્રેન્ચોને મદ્રાસ આગળ વાન્ડીવાસની લઢાઇમાં હરાવી તેમના સરદાર બુસિને કેદ પકડયો.

---

## બંગાલાની પેહેલી લડાઇ ૧૭૫૬-૧૭૫૭.

લડાઇનું કારણ:—બંગાલાનો નવાબ સુરાજાદૌલા અંગ્રેજોને ઘણો ધિક્કારતો હતો. જયારે અંગ્રેજોએ એનો હુકુમ નહીં માનીને કલકત્તામાં ફોર્ટ વિલિયમ કિલ્લાની મરામત કીધી ત્યારે ૧૭૫૬ માં સુરાજાદૌલાએ અંગ્રેજોનુ કાસીમ બજાર લુટીને કલકતા ઉપર હુમલો કરયો. અંગ્રેજોના નાના લશકરને તાબે થવાની ફરજ પાડી ૧૪૬ માણસોને "બ્લેક હોલ" એટલે અંધારી કોઠડીમાં કેદ કીધા, જેમાંથી સવારે માત્ર ૨૩ જણ જીવતા જણાયા. આનું વેર લેવાને મદ્રાસ સરકારને બંગાલાની પેહેલી લડાઇ કરવી પડી.

ઇ. સ. ૧૭૫૭ માં કલાઇવ અને એડમીરલ વોતસન એક કાફલો લઇ એકદમ કલકત્તે જઇ પુગા. કલાઇવે જતાંને વાર કલકતા જીતી લઇ હુગલીનો કિલ્લો સર કરયો અને સુરાજાદૌલાને સલાહ કરવાની ફરજ પાડી. પાછલથી સુરાજાદૌલા ફ્રેન્ચો સાથે મળી જઇ અંગ્રેજો સામે કાવત્રાં કરતો પકડાયો. આ વાત કલા-

ક્લાઇવને માલમ પડવાથી સુરાજાદોલાના સેનાપતિ મિરજાફરને ગાદીએ બેસાડવાની કબુલાતથી પોતાના પક્ષમાં લીધો. પછી ક્લાઇવે સુરાજાદોલાને ૧૭૫૭ માં કલકતાની ઉતરે પ્લાસીના મેદાનમાં હરાવ્યો. સુરાજાદોલા નાસી જતાં રસ્તામાં પકડાયો અને મારયો ગયો, અને અંગ્રેજોએ તેના સેનાપતિ મિરજાફરને નવાબ બનાવ્યો.

---

## બંગાલાની બીજી લડાઇ ૧૭૬૦-૧૭૬૪.

**લડાઇનું કારણ:**—મિરજાફર નવાબ થયા પછી બંગાલા ઘણી માઠી હાલતમાં આવી પડયું. વળી તે અંગ્રેજોની માગણીથી કંટાલી ગયો. તેથી તે અંગ્રેજો સામે ડચ લોકો સાથે મળી જઇ કાવત્રાં કરવા લાગ્યો. આથી અંગ્રેજોએ તેને ગાદીએથી ઉઠાડી મુકી, તેના જમાઇ મિરકાસીમને ગાદી આપી. આ મિરકાસીમ અને અંગ્રેજ વચ્ચે માલની જગાત બાબત વાંધો ઉઠવાથી લઢાઇ ઉભી થઇ.

ઇ. સ. ૧૭૬૩ માં અંગ્રેજોએ મિરકાસીમને ગોત્રાની ઉત્તર તરફ ઘેરયા આગળ હરાવી તેનું મોંગીર શેહેર લઇ લીધું. આથી મિરકાસીમે પટણાના સઘળા અંગ્રેજોને કતલ કીધા. પાછલથી અંગ્રેજોએ પટણા જીતી લીધું, તેથી મિરકાસીમ નાસી ગયો અને અયોધ્યાંના નવાબ સુજાદોલાની મદદથી પાછો પટણા ઉપર હુમલો કીધો. અંગ્રેજોએ ૧૭૬૪ માં મિરકાસીમને તેમજ તેના મદદગાર સુજાદોલા તથા દિલ્હીના શેહેનશાહ શાહ આલમને બકસર અને કાલ્પીની લઢાઇમાં હરાવ્યા, તેથી આખરે મિરકાસીમને તાબે થવાની ફરજ પડી.

---

# માઇસોરની પેહેલી લડાઇ ૧૭૬૭-૧૭૬૯.

**લડાઇનું કારણ:**—હેદરઅલી નામે એક સાહસિક, પણ અભણ અને ક્રૂર મુસલમાન ઇ. સ. ૧૭૬૧ માં માઇસોર પ્રાંતનો રાજા થયો હતો. તેનું બળ વધતું જતું જોઇને તેને આગળ વધતાં અટકાવવા માટે ઇ. સ ૧૭૬૬ માં અંગ્રેજોએ પેશ્વા તથા નિઝામ સાથે એક સંપ કરયો. પણ હૈદરે પેશ્વા તથા નિઝામને લાંચ આપી પોતાની પક્ષમાં લીધા, અને અગ્રેજના રાજ ઉપર હુમલો કરવા લાગ્યો, તેથી અંગ્રેજોને ૧૭૫૭ માં હૈદર જોડે લડવું પડયું.

ઇ સ. ૧૭૬૭ માં અંગ્રેજોએ હૈદરને મદ્રાશની દક્ષિણે ચંગામ અને ત્રિનોમાલીની લડાઇમાં હરાવ્યો. પછી હૈદરે આર્કટની પશ્ચિમે અંબુરગઢ ઉપર હુમલો કીધો, પણ તેમાંબી તે ફાવ્યો નહીં.

ઇ. સ. ૧૭૬૯ માં અંગ્રેજોએ નિઝામના રાજપર હુમલો કરયો, જેથી નિઝામ હૈદરનો પક્ષ છોડી અંગ્રેજોને મિત્ર થયો. આથી હૈદરે પણ સલાહ કરવા માગી, પણ અંગ્રેજોએ સખત સરતો કરવા માંગી તેથી લડાઇ ચાલુ રહી.

ઇ સ. ૧૭૬૯ માં અંગ્રેજોના એક નાહના લશ્કરને હૈદરે હરાવ્યું. પછી અગ્રેજોએ હૈદરના કેટલાક કિલ્લા જીત્યા, પણ હૈદર એકદમ મદ્રાસ તરફ મોટા લશ્કર સાથે ધસી ગયો. તેથી અંગ્રેજોને હૈદરની સાથે ૧૭૬૯ માં મદ્રાસ આગળ સલાહ કરી લડાઇનો અંત લાવવો પડયો.

# માઇસોરની બીજી લડાઈ ૧૭૮૦–૧૭૮૪.

લડાઇનું કારણ:—ઇ. સ. ૧૭૭૨ માં જ્યારે મરેઠાઓએ હૈદરના રાજ ઉપર હુમલો કરયો, ત્યારે મદ્રાસની સલાહની એક સરત મુજબ હૈદરે અંગ્રેજોની મદદ માંગી, પણ અંગ્રેજોએ તેને મદદ આપી નહીં. વળી ૧૭૭૯ માં અંગ્રેજોએ હૈદરના ના કહેવા છતા મલબાર કોસ્તા ઉપર તેના મુલકની પડોશમાં આવેલું ફ્રેન્ચોનું માહી બંદર લઇ લીધું, તેથી ૧૭૮૦ માં હૈદરે અંગ્રેજો સામે લડાઇ ઉઠાવી.

ઇ. સ. ૧૭૮૦ માં હૈદરે કર્ણાટક જીતી લઇ અંગ્રેજ સરદાર કર્નલ બેલીને પોલીલોરની પેહેલી લડાઇમાં હરાવ્યો અને તેને તેના લશ્કર સાથે કેદ પકડયો.

ઇ. સ. ૧૭૮૧ માં સર આયર કુટ નામના અંગ્રેજ સરદારે હૈદરને પોર્તોનોવો, પોલીલોર, અને શોલીંગરની લડાઇઓમાં હરાવ્યો. ઈ. સ. ૧૭૮૨ માં હૈદરના દીકરા ટીપુએ અંગ્રેજ સરદાર કર્નલ બ્રેથવેટને હરાવી તેને તાબે થવાની ફરજ પાડી. એજ વરસમાં હૈદરના મરણ પામવાથી લડાઇનો અંત આવ્યો હતે, પણ તેના દીકરા ટીપુએ લડાઈ ચાલુ રાખી. અંગ્રેજોએ ટીપુના કેટલાક કિલ્લા જીતી લઈ તેની રાજધાની શેહેર શીરીંગાપટમ પર હુમલો કરવાની તૈયારી કરી, તેથી તેણે ૧૭૮૪ માં માંગ્લોર આગલ સલાહ કરી લડાઇનો અંત આણ્યો.

---

## માઇસોરની ત્રીજી લડાઈ ૧૭૯૦-૧૭૯૨.

**લડાઇનું કારણ:**—ઇ. સ. ૧૭૮૪ માં માંગ્લોર આગળ સલાહ થવા છતાં ટીપુ અંગ્રેજો સામે લડવાને છુપી તૈયારી કરતો હતો. વળી ત્રાવણકોરનો રાજા જે અંગ્રેજોનો મિત્ર હતો તેના પર અંગ્રેજોના ના કહેવા છતાં ટીપુએ ચઢાઇ કરી. આથી અંગ્રેજોને ટીપુ સામે પાછી લડાઇ ઉઠાવવી પડી.

ઇ. સ. ૧૭૯૧ માં ગવર્નર જેનરલ લોર્ડ કોર્નવોલીસે નિઝામ અને મરેઠા સાથે મળી જઇ ટીપુનું બેંગ્લોર શેહેર જીતી લીધું. તેને અરિકેરાની લડાઇમાં હરાવ્યો, અને એકદમ શીરીંગાપટમ પર હુમલો લઇ ગયો, પણ ખોરાક ખુટવાથી તેને મદ્રાસ પાછું ફરવું પડયું. ૧૭૯૨ માં લોર્ડ કોર્નવાલીસે પાછી શીરીંગાપટમ પર ચહડાઇ કરી, ટીપુ બાહદુરીથી સામે થયો, પણ આખરે તેને કોર્નવાલીસની મરજી મુજબની શીરીંગાપટમ આગલ સલાહ કરવાની ફરજ પડી. આ સલાહથી ટીપુએ પોતાનું અર્ધું રાજ ખોયું, ત્રણ કરોડ ત્રીશ લાખ રૂપીઆ લડાઇના ખરચ બદલ અંગ્રેજોને આપવાને કબુલ કર્યું, અને પોતાના બે દીકરાને જામીન દાખલ અંગ્રેજોને સ્વાધીન કીધા.

---

## માઇસોરની ચોથી લડાઈ ૧૭૯૮-૧૭૯૯.

**લડાઇનું કારણ:**—ટીપુએ અંગ્રેજોને પોતાનાં રાજમાંથી હાંકી કાઢવાને ફ્રેન્ચ લોકોની મદદ માગી, અને તેને સમજાવવા મોકલેલા અંગ્રેજ એલચીનું અપમાન કરી પાછો કાઢયો, તેથી અંગ્રેજોને ટીપુ સામે પાછી લડાઇ ઉઠાવવી પડી.

ઇ. સ. ૧૭૯૯ માં અંગ્રેજ સરદાર જનરલ સ્ટુઅર્ટે ટીપુને સદાસિર-ની લડાઇમાં હરાવ્યો. જેનરલ હેરીસ તેને માલ્વેલીની લડાઇમાં હરાવી એ-કદમ તેની રાજધાની શ્રીરંગાપટમ પર ધસી ગયો, અને તે શેહેર હલ્લો કરી લઈ લીધું. ટીપુ પોતાની રાજધાનીનો બચાવ કરતાં લડાઇમાં મારયો ગયો. જેથી ઇ. સ. ૧૭૯૯ માં માઇસોરની લડાઇનો અંત આવ્યો. આ લડાઇ પછી અંગ્રેજોએ માઇસોર પ્રાંતના ત્રણ ભાગ કીધા. તેમાંથી એક પોતે રાખ્યો, બીજો નિઝામને આપ્યો અને ત્રીજો માઇસોરના જે રાજા પાસેથી હૈદરે રાજ લઇ લીધું હતું તેના વારસને આપ્યો.

---

## મરેઠા સાથેની પેહેલી લઢાઇ ૧૭૭૬–૧૭૮૨.

લડાઇનું કારણઃ—અંગ્રેજો પાસેથી સાલસેટ પાછું લેવા અને તેમ-ને પોતાના મુલકમાંથી હાંકી કાઢવા માધવરાવ પેશ્વા ફ્રેન્ચો સાથે કાવત્રાં કરતો જણાયો, તેથી અંગ્રેજોએ રાઘોબાને ગાદી અપાવવા સારૂ લઢાઇ પ્રગટ કરી.

ઇ. સ. ૧૭૭૯ માં મુંબઇ સરકારે મોકલાવેલું એક અંગ્રેજી લશ્કર પુણા નજદીક તલેગામ આગળ હારી ગયું અને વરગામ આગળ અંગ્રેજો-ના નામને ખરાબ લાગે એવી શરતોએ મરેઠા સાથે સલાહ કરી. પણ ગવ-ર્નર જેનરલે તે સલાહ કબુલ નહીં કરી અને ૧૭૮૦ માં કર્નલ ગોડાર્ડને મ-રેઠા સામે મોકલ્યો. આ સરદારે ડભોઇ તથા અમદાબાદ જીતી લીધાં, અ-ને સિંધ્યા, હોલકર તથા પેશ્વાના લશ્કર હરાવ્યું. ૧૭૮૧ માં મરેઠાઓએ ગોડાર્ડને પુને જતાં પાછો હરાવ્યો, અને નિઝામ તથા હૈદર પેશ્વાની મદદે

જવા તૈયાર થયા, તેથી અંગ્રેજોએ ૧૭૮૨ માં સાલબાઇ આગળ સલાહ કરી લડાઇનો અંત આણ્યો.

---

## મરેઠા સાથેની બીજી લડાઇ ૧૮૦૨-૧૮૦૩.

લડાઇનું કારણ:—પેશ્વાએ હોલ્કર પાસેથી પોતાની પુનાની ગાદી પાછી મેળવવાને અંગ્રેજોની મદદ માંગી. તેણે અંગ્રેજોની મરજી મુજબ ની ૧૮૦૨ માં વસાઇ આગળ સલાહ કરી. આ સલાહની સરતો વરાડના રાજા રઘુજી ભોંસલે તથા સિંધ્યાએ કબુલ કરી નહીં, તેથી અંગ્રેજોને તેમની સામે પણ લડવું પડ્યું.

જ્યારે અંગ્રેજોએ પેશ્વાની મદદે જવા સારૂ લશ્કર તૈયાર કર્યું ત્યારે હોલ્કર પુનેથી નાસી માળવા ગયો, અને ત્યાં લુટફાટ કરવા લાગ્યો. આથી પેશ્વા પુનાની ગાદીએ પાછો બેઠો, પણ અંગ્રેજોને સિંધ્યા તથા રઘુજી ભોંસલે સાથે લડવું પડયું.

ઇ. સ. ૧૮૦૩ માં જેનરલ વેલસલીએ અહમદનગર લઇ સિંધ્યા તથા રઘુજીને એસેની લડાઇમાં હરાવ્યા. એજ વરસમાં જેનરલ લેકે આ-ગ્રાની ઉત્તરે અલીગઢ લઇ લીધું. અને દિલ્હી આગળ મરેઠાઓને હરાવી તે શેહેર જીતી લીધું. પછી એજ સરદારે સિંધ્યાને ૧૮૦૩ માં લાસવારી અને આરગામની લ:ાઇમાં હરાવ્યો અને રઘુજી ભોંસલેનો ગાવિલગઢ જીતી લીધો. આ હારથી રઘુજી ભોંસલેએ પહેલાં ૧૮૦૩ માં દેવગામ આગળ અને પછી સિંધ્યાએ સિરજીઅજીંગામ આગળ અંગ્રેજો સાથે સલાહ કરી તેમને લડાઇના ખરચ બદલ કેટલાક મુલક આપ્યા.

---

## મરેઠા સાથેની ત્રીજી લડાઇ ૧૮૦૪—૧૮૦૫.

લડાઇનું કારણ:—હોલ્કરે પેશ્વાને પુનામાંથી નસાડી મુકયો અને અંગ્રેજોની દરકાર નહીં કરતાં માળવામાં લુટ ચલાવી, તેથી તેનું જોર નરમ પાડવાને અંગ્રેજોએ તેની સામે લડાઇ જાહેર કીધી.

ઇ. સ. ૧૮૦૪ માં હોલ્કર અંગ્રેજોની સામો થયો અને મુકંદ્રા-ઘાટમાં કર્નલ મોનસનને હરાવી તેના લશ્કરનો નાશ કીધો. અને દિલ્હી-પર હુમલો કીધો, પણ કર્નલ ઓકતરલોનીએ તેનો બાહાદુરીથી બચાવ કર્યો. પછી અંગ્રેજોએ હોલ્કરને એજ વરસમાં દીગ અને ફરકાબાદની લડાઇમાં હરાવ્યો.

ભરતપુરના રાજાએ હોલ્કરને મદદ આપી હતી તેથી અંગ્રેજોએ તેનો દીગગઢ જીતી લઇ, ભરતપુરના કિલ્લાને ઘેરો ઘાલ્યો, પણ તેટ-લામાં તે રાજાએ અંગ્રેજો સાથે લડાઇનો ખરચ આપી સલાહ કીધી. એજ વરસમાં સિંધ્યા, હોલ્કર સાથે મળી જઇ પાછો અંગ્રેજોની સામો થયો. પણ એ વખતે ઇંગ્લાંડથી હિંદુસ્તાનમાં સલાહ સંપજથી કામ લેવાનો હુકમ થવાથી કામચલાઉ ગવર્નર જેનરલ સર જ્યોર્જ બારલોએ મરેઠાઓને ફાયદો થાય એવી સરતે તેમની સાથે સલાહ કરી લડાઇનો અંત આણ્યો.

---

## મરેઠા સાથેની ચોથી લડાઇ ૧૮૧૭—૧૮૧૮.

લડાઇનું કારણ:—પેશ્વા બાજીરાવ બીજો પોતાના પ્રધાન ત્રિંબકજી ડેંગ્લેની ઉશ્કેરણીથી હોલ્કર અને સિંધ્યા સાથે મળી જઇને અંગ્રેજોની સામે કાવત્રાં કરવા લાગ્યો. વળી જ્યારે ગાય-

ક્વાડે અહમદનગરની માલેકી બાબે ભાંજગડનો નિવેડો લાવવાને પોતાના પ્રધાન ગંગાધર શાસ્ત્રીને પેશ્વાની દરબારમાં મોકલ્યો, ત્યારે ત્રિંબકજીએ તેને મારી નંખાવ્યો. અંગ્રેજી રેસીડંટ એલફિનસ્ટને ત્રિંબકજીને કેદ કીધો, પણ પેશ્વાની મદદથી તે નાસી ગયો. આથી મરેઠા સાથની ચોથી લડાઇ ઉભી થઇ.

ઇ. સ. ૧૮૧૭ માં મરેઠાઓને બાપુ ગોખલેની સરદારી હેઠળ અંગ્રેજોએ ખડકી આગળ હરાવ્યા અને પુના લઇ લીધું. ઇ. સ. ૧૮૧૮ માં મરેઠાઓ પાછા કોરેગામ અને આશટેની લડાઇમાં અંગ્રેજોને હાથે હારી ગયા. એજ વરસમાં અંગ્રેજોએ સતારા જીત્યું. આ હારોથી પેશ્વા બાજીરાવ સર જોન માલ્કમને તાબે થયો, જેણે એને આઠ લાખ રૂપીઆનું વર્ષાસન બાંધી આપી કાનપુર પાસે બિથુરમાં રાખ્યો.

નાગપુરનો આપાસાહેબ લડાઈની વખતે પેશ્વા સાથે મળી અંગ્રેજો સામે કાવત્રાં કરતો હતો તેને અંગ્રેજોએ ૧૮૧૭ માં સિતાબલ્દી, નાગપુર અને જબલપુરની લડાઇમાં હરાવ્યો. પાછલથી તેને અંગ્રેજોએ કેદ પકડી અલાહબાદ મોકલ્યો, પણ માર્ગમાં તે નાસી જઇ જોધપુરમાં મરણ પામ્યો.

---

## નેપાલ સાથે લડાઇ ૧૮૧૪-૧૮૧૬.

લડાઇનું કારણ:--નેપાલમાં વસનારા ગુરખા નામના પાહાડી અને લડાયક લોકો હતા. તેઓએ અંગ્રેજોના મુલકપર ચઢી આવી લુટ ચલાવી. તેઓએ અયોધ્યા અને નેપાલની વચ્ચે ભુત-

વાલ શેહેરના જમીનદારને કેદ કર્યો, અને ત્યાંના ૧૮ અંગ્રેજ અમલદારોને મારી નાંખ્યા.

આ કારણથી ગવર્નર જેનરલ મારકિવસ ઓફ હેસ્તિંગ્સે ચાર ઠેકાણેથી નેપાલપર લશકર મોકલ્યું. તે લશ્કરના સરદાર ગિલેસ્પી, ઉડ, મારલે અને ઓક્તરલોની હતા. ગુરખા લોકોનો સરદાર અમરસીંગ હતો. શરૂઆતમાં ગુરખા લોકોએ ગિલેસ્પી, ઉડ અને મારલેને હરાવી પાછા હઠાવ્યા. ઓક્તરલોની એકલો તેમની સામે ફાવ્યો. તેણે ૧૮૧૫ માં ગુરખા લોકોના સરદાર અમરસીંગને મલુનની લડાઇમાં હરાવ્યો, અને નેપાલના રાજાના કેટલાક મજબુત કિલા જીતી લીધા. ઇ. સ. ૧૮૧૬ માં ઓક્તરલોની સરદાર નેપાલની રાજધાની ખતમન્દુ પર ધસ્યો. તેણે ગુરખા લોકોની મોટી ફોજને ખતમન્દુની નજદીક મકવાનપુર આગળ હરાવી, હરિહરપુરનો કિલ્લો જીતી લીધો. આથી નેપાલના રાજાએ અંગ્રેજોની માગણી પ્રમાણે કેટલોક મુલક આપી ૧૮૧૬ માં સિગાઉલી અથવા ખતમન્દુ આગળ સલાહ કીધી.

---

## પિંઢારા સાથે લડાઇ ૧૮૧૬—૧૮૧૭.

લડાઇનું કારણ:—પિંઢારા અથવા લૂટારા લોકો હલકી વરણના હિંદુ તથા મુસલમાન હતા. તેઓ પેહેલાં સિંધ્યા અને હોલકરના રાજ્યમાં લશ્કરી નોકરી કરતા હતા. જ્યારે તેઓને એ રાજાની નોકરીમાંથી કાઢી મુકયા ત્યારે તેઓ લુટફાટનો ધંધો કરવા લાગ્યા. તેઓ અંગ્રેજ તથા તેમના મિત્રોના રાજપર ચઢી આવ્યા, અને ત્યાં તેઓએ ઘણી ક્રૂરતા વાપરી.

આ પિંઢારા લોકોનું મુખ્ય મથક મધ્ય હિંદુસ્થાનમાં માળવામાં હતું. ત્યાં તેમનો ઉપદ્રવ ઘણો વધી પડયો હતો. આથી ગવર્નર જેનરલ લોર્ડ હેસ્તિંગ્સે ૧૮૧૬ માં તેમની સામે મોટું લશ્કર મોકલ્યું. અંગ્રેજ સરદારો મેજર લેસિંગટન અને સર ટોમસ હિસ્લોપ હતા. પિંઢારાઓના મુખ્ય સરદારો અમીરખાં, ચિતુ અને કરીમ હતા. અંગ્રેજી લશકરે પિંઢારીઓને સઘળી બાજુએથી ઘેરી લીધા, અને તેઓનો નાશ કીધો. તેઓનો સરદાર કરીમખાં અંગ્રેજોને તાબે થયો. અંગ્રેજોએ તેને એક જાગીરદાર બનાવ્યો. અમીરખાં પણ તાબે થવાથી અંગ્રેજોએ તેને થોડીક જગ્યા આપી. પણ ચિતુ જંગલમાં નાસી ગયો, જ્યાં તેને વાઘે મારી નાંખ્યો. અને આ પ્રમાણે અંગ્રેજોએ પિંઢારી લૂટારાઓનો દોર તોડી નાંખ્યો. અને રૈયતને સુખી કરી.

---

## બ્રહમી લોક સાથે પેહેલી લડાઇ ૧૮૨૩-૧૮૨૬.

લડાઇનું કારણ:—હિંદુસ્તાનની પૂર્વમાં બ્રહમદેશ છે. ત્યાંના લોકો બ્રહમી લોક કહેવાય છે. એ લોકોએ પોતાની સરહદ ઉપર આવેલા અંગ્રેજી હકુમત તળેના બંગાલા પ્રાંતના આસામ અને આરાકાન પ્રાંતપર ચઢાઇ કરી. આરાકાનની વાયવ્ય દિશાએ શાહાપુરીના બેટમાં અંગ્રેજી રૈયતના બચાવ માટે રાખેલા ૧૩ સીપાઈઓને મારી નાંખ્યા. વળી આરાકાનની ઉત્તરે આવેલા અંગ્રેજોના મીત્ર કાચાર પ્રાંતના રાજાના મુલક પર ચઢાઇ કરી.

આ કારણથી ગવર્નર જેનરલ લોર્ડ એમહર્સ્ટે બ્રહમી લોકો સામે લશકર મોકલ્યું. એ લશકરનો સરદાર સર આર્ચિ-

બાલ્ડ કેમ્પબેલ હતો. તેણે બ્રહ્મદેશપર ચઢાઇ કરી; અને તેણે રંગુન શેહેર તાબે કીધું. તેણે બ્રહ્મી લોકોના સરદાર માહાબંદુલાને રંગુન આગલ ૧૮૨૪ માં હરાવ્યો. ઇ. સ. ૧૮૨૫ માં જેનરલ કેમ્પબેલે બ્રહ્મી લોકોનું ડોનાબ્યુ શેહેર જીત્યું. માહાબંદુલા એ શેહેરનો બચાવ કરતાં માર્યો ગયો. એજ વરસમાં અંગ્રેજોએ બ્રહ્મી ફોજને પ્રોમ આગળ હરાવી, આરાકાન જીતી લીધું. ઇ. સ. ૧૮૨૬ માં જેનરલ કેમ્પબેલે મલુન શેહેર જીત્યું. અને બ્રહ્મી લોકોને પગામની લડાઇમાં હરાવ્યા. તે પછી બ્રહ્મદેશની રાજધાની આવા નજદીક યાન્ડબુ શેહેર સુધી આવી લાગો. આથી આવાના રાજાએ અંગ્રેજોને આસામ, આરાકાન, અને તેનાસરીમ પ્રાંતો તથા લડાઇનો ખરચ આપી સલાહ કીધી.

---

## બ્રહ્મી લોકો સાથે બીજી લડાઇ ૧૮૫૨-૧૮૫૩.

લડાઇનું કારણ:—રંગુનના સુબાએ કેટલાક અંગ્રેજ વેપારીઓ સાથ માઠી ચાલ ચલાવી. એ માટે આવાની દરબારે કાંઇ મનમાનતો બંદોબસ્ત કર્યો નહીં તેથી લડાઇ થઇ.

આ લડાઇમાં અંગ્રેજી લશકરના સરદાર લેમબર્ટન અને ગોડવીન હતા. તેઓએ રંગુન અને તેની આસપાસની જગાપર હુમલા કર્યા. લેમબર્ટને રંગુન જીતી લીધું. જેનરલ ગોડવીને પેગુ અને પ્રોમ જીત્યાં, અને તે અંગ્રેજી રાજ સાથ ૧૮૫૨ માં જોડી નાંખ્યાં. આ વખતે આવાના રાજાને તેના ભાઇએ ગાદી પરથી કહાડી મુકયો. આ નવા રાજાએ અંગ્રેજો સાથ સલાહ કરી.

અંગ્રેજોને પેગુ પ્રાંત આપી દીધો. વળી તેણે બધા અંગરેજ કેદીઓને છોડી દીધા.

## બ્રહમી લોકો સાથે ત્રીજી લડાઇ ૧૮૮૫—૧૮૮૬.

---

લડાઇનું કારણ:—બ્રહમદેશનો રાજા થીબો લોકોપર ઘણો જુલમ ગુજારતો હતો. તેણે અંગરેજ વેપારીઓ સાથે માઠી ચાલ ચલાવી. તેના રાજમાં ઘણું અંધેર ચાલતું હતું. આ બહાને ગવર્નર જેનરલ લોર્ડ ડફરીને તેની સામે લડાઇ ઉઠાવી.

અંગરેજ સરદારો કર્નલ સ્લેડન અને જેનરલ પેન્ડરઘાસ્ટે તેના રાજપર હુમલો કર્યો. થોડા વખતમાં થીબોનું રાજ જીતી લઇ અંગરેજી રાજ સાથે જોડી નાંખ્યું. થીબોને ગાદીપરથી ઉઠાડી મુકી હિંદુસ્તાનમાં લાવી કેદી તરીકે પશ્ચિમ કાંઠા ઉપર રત્નાગીરીમાં રાખવામાં આવ્યો છે.

---

## ભરતપુરનો ઘેરો ૧૮૨૫—૧૮૨૬.

લડાઇનું કારણ:—ઇ. સ. ૧૮૨૫ માં ભરતપુરના નાની વયના રાજા બલવંતસીંગને તેના પિત્રાઇ દુર્જનસાલે ગાદીપરથી ઉઠાડી મુકયો અને પોતે ગાદીએ બેઠો. અંગરેજ સરદાર ઓક્તરલોનીએ બલવતશીંગને ગાદી પાછી અપાવવા સારૂ લશ્કર એકઠું કર્યું.

પણ ગવર્નર જેનરલ લોર્ડ એમહર્સ્ટે ઓકતરલોની સરદારનું આ કામ નાપસંદ કર્યું. આથી ઓકતરલોનીએ પોતાના હોદ્દાનું રાજીનામું આપ્યું. પાછલથી લોર્ડ એમહર્સ્ટે પોતાની ભુલ જોઇ

તેણે લોર્ડ કોમબરમીયરને લશ્કર આપી મોકલ્યો. આ સરદારે ૧૮૨૬ માં ભરતપુરનો મજબુત કીલ્લો જીતી લીધો. તેણે દુરજનસાલને કેદ કરી બલવંતસીંગને પાછો ગાદીએ બેસાડયો.

---

# અફ્ગાનિસ્તાનની પેહેલી લડાઈ ૧૮૩૮–૧૮૪૨.

લડાઇનું કારણ:—અફગાણિસ્તાનના રાજા શાહસુજાને તેના બાહ મહમદે ગાદીપરથી ઉઠાડી મુકયો. આથી શાહાસુજા હિંદુસ્તાનમાં અંગ્રેજોને આશરે આવી રહયો. થોડા વખતમાં મહમદને દોસ્ત મહમદ નામના સરદારે મારી નાંખ્યો, અને પોતે ગાદીએ બેઠો. આ વખતે રૂશિયન લોકો દોસ્તમહમદ સાથે મળી જઈ, અંગ્રેજો સામે કાવત્રા કરતાં હતા. આ કારણને લીધે ગવર્નર જેનરલ લોર્ડ ઓકલેન્ડ પંજાબના માહારાજા રણજીતસીંહ સાથે ૧૮૩૮ માં સલાહ કીધી, અને શાહસુજાને ગાદી પાછી અપાવવાને લડાઇ પ્રગટ કરી.

ઇ. સ. ૧૮૩૯ માં અંગ્રેજી લષ્કરે કંદહાર તરફ કુચ કરી શાહસુજાને ગાદીએ બેસાડયો, અને ગિઝની અને કાબુલ જીતી લીધાં. દોસ્તમહમદ નાશી ગયો. ઇ. સ. ૧૮૪૦ માં અંગ્રેજ સરદાર સર રોબર્ત સેલે તેને કાબુલની ઉત્તરે પર્વાનની લડાઇમાં હરાવ્યો, અને તેને સારૂ પેન્શન આપવુ કર્યું. થોડા વખત સુધી અફગાણિસ્તાનમાં શાંતી રહી. અફગાણ લોકોએ પાછા બળવો ઉઠાવ્યો. ઇ. સ. ૧૮૪૧ માં સર રોબર્ત સેલે જલાલાબાદનો ઘણી બહાદુરીથી બચાવ કર્યો. બળવાખોરોએ કાબુલમાના અંગ્રેજી એલચી સર એલેકઝાંન્ડર બર્ન્સ અને બીજા

અંગ્રેજ અમલદારોને મારી નાંખ્યા અને અંગ્રેજોને બાલાહિસારની લડાઇમાં હરાવ્યા. દોસ્તમહમદના દીકરા અકબરખાંએ કાબુલમાં આવી બળવાખોરોની સરદારી લીધી હતી. અંગ્રેજોએ તેની સાથે સલાહ કીધી. જો અંગ્રેજો તેને ( અકબરખાંને ) શાહસુજાના વજીર તરીકે કબુલ રાખે, તો લડાઇનો અંત આણવાને અને અંગ્રેજી લશ્કરને સહીસલામત અફગાણિસ્તાન છોડી જવાને દેવાને કબુલાત આપી, પણ અકબરખાંએ અંગ્રેજી એલચી સર વિલીયમ મેકનોટનને સલાહ કરવાને બહાને દગાથી મારી નાંખ્યો. અંગરેજી લશ્કર કાબુલમાંથી પાછું ફર્યું. પણ ઠંડીથી તેમજ અફગાણ લોકોથી તેમને એટલું તો દુઃખ ખમવું પડયું કે તેમનામાંથી ડૉકટર બ્રાઇડન એકલોજ સહી સલામત જલાલાબાદ ત્યાં પોંહચ્યો, અને લગભગ સઘળું લશ્કર નાશ પામયું.

ઇ. સ. ૧૮૪૨ માં લોર્ડ ઓકલેન્ડ પછી લોર્ડ એલેનબરો ગવર્નર જેનરલ થઈ આવ્યો. તેણે સર રોબર્ટ સેલને જલાલાબાદમાં મદદ કરવાને જેનરલ પોલકને મોકલ્યો. અને જેનરલ નોત જે કંદહારમાં પડી રહયો હતો તેની મદદે જેનરલ ઇંગ્લંડને મોકલ્યો. અંગ્રેજી લશ્કરે કાબુલ તરફ એકદમ કુચ કરી ખોહેલી આબરૂ પાછી મેળવી. તેઓએ દોસ્ત મહમદને છોડી દીધો. શાહસુજાને ૧૮૪૨ માં બળવાખોરોએ મારી નાંખ્યો, તેથી દોસ્તમહમદ પાછો કાબુલનો રાજા થયો, અને અફગાનિસ્તાનની પેહેલી લડાઇનો અંત આવ્યો.

## અફ્ગાનિસ્તાનની બીજી લડાઈ ૧૮૭૮—૧૮૮૦.

લડાઇનું કારણઃ—અફગાનિસ્તાનનો અમીર શેરઅલી રૂશિયન લોકો સાથે મળી જઇ કાવત્રાં કરતો હતો. તેણે રૂશિયન એલચીને કાબુલમાં આવકાર દીધો, અને અંગ્રેજી એલચીને પોતાના રાજમાં પેસવા નહીં દઇ તેનું અપમાન કર્યું. આ કારણોથી ગવર્નર જેનરલ લોર્ડ લિટને લડાઈ જાહેર કરી.

અંગ્રેજી લશકરે ખાઇબર, કુરમ અને બોલાન ઘાટોને રસ્તે ત્રણ ગમથી અફગાનિસ્તાન તરફ કુચ કરી. શેરઅલી તુર્કસ્તાન ભણી નાઠો, અને ત્યાં મરણ પામ્યો. અંગ્રેજોએ તેના દીકરા યાકુબખાનને ગાદી આપી, અને તેની દરબારમાં સર લુઇ કેવેગનેરીને અંગ્રેજી વકીલ તરીકે રાખ્યો. થોડાક વખતમાં અફગાનોએ કાબુલમાં બંડ ઉઠાવ્યું. તેઓએ અંગ્રેજી વકીલ સર લુઇ કેવેગનેરીને તથા બીજાઓને કાપી નાંખ્યા. આથી લડાઇ પાછી ઉઠી. યાકુબખાંએ ગાદી છોડી દીધી. અંગ્રેજોએ તેને હિંદુસ્તાનમાં લાવી રાખ્યો. ૧૮૮૦ માં યાકુબખાંના ભાઇ અયુબખાંએ અંગ્રેજી લશ્કરને મએવંદ આગળ હરાવ્યું. અંગ્રેજ સરદાર સર ડોનાલ્ડ સ્ટુઅર્ટ અને જેનરલ રોબર્ટસે અફ્ગાનોને હરાવી નરમ પાડયા. અફ્ગાણિસ્તાનની ગાદીએ હાલના અમીર અબદુલ રહેમાનને બેસાડયો. અયુબખાન પાછલથી કેદ પકડાયાથી તેને હિંદુસ્તાન લાવી રાખ્યો.

---

## સિંધમાં લડાઈ ૧૮૪૨–૧૮૪૩.

લડાઇનું કારણઃ—અફગાનીસ્તાનની પેહેલી લડાઈ વખતે અંગ્રેજી લશ્કરને સિંધમાં થઇને પસાર થવું પડયું હતું તેની સામે

સિંધના અમીરો થયા. આથી અંગ્રેજો તેમને હરાવી તે વખતે આગળ વધ્યા. પણ અફગાનિસ્તાનની લડાઇનો અંત આવ્યા પછી અંગ્રેજોએ પોતાની માગણી મુજબ અમીરોને સલાહ કરવાની ફરજ પાડી, સિંધમાં એક રેસીડંત રાખ્યો. આ સલાહ થયા છતાં અમીરોએ મોટું લશ્કર લઇ રેસીડંતના મકાન પર એકદમ હલ્લો કર્યો. આથી લડાઇ જાગી.

અંગ્રેજોના નાના લશ્કરે ઘણી બાહાદુરીથી પોતાનો બચાવ કર્યો. પણ દુશ્મનનું લશ્કર બહુ મોટું હોવાથી તેમને આખરે નાહાસી જવું પડયું. અમીરોની આવી નાલાયક ચાલને લીધે ગવર્નર જેનરલ લોર્ડ એલેનબરોએ સર ચાર્લસ નેપિયરને લશ્કર આપી સિંધપર મોકલ્યો. આ સરદારે અમીરોને ૧૮૪૩ માં હૈદ્રાબાદ આગળ મિયાનીની અને હૈદ્રાબાદની લડાઇમાં હરાવ્યા. આ બે લડાઈમાં અમીરો હારવાથી સિંધની લડાઈનો અંત આવ્યો. આખો સિંધ પ્રાંત અંગ્રેજી રાજ સાથે ૧૮૪૩ માં જોડી નાંખ્યો. અમીરોને સારૂ વર્ષાસન આપવા કહી તેમને બનારસ તરફ જઈ વસવા ફરમાવ્યું.

---

## ગ્વાલીયરમાં લડાઈ ૧૮૪૩.

લડાઈનું કારણઃ—ઇ. સ. ૧૮૪૩ માં ગ્વાલિયરનો રાજા જંકોજી અપુત્ર મરણ પામ્યો. તેથી તેની રાણીએ બાદશાહી કુટુંબના એક બાળકને દત્તક કરી લીધો. આ બાળકની વતી રાજકારભાર ચલાવવાને મરનાર રાજાના મામા મામાસાહેબ અને માહારાણી વચ્ચે તકરાર ઉઠી. અંગ્રેજોએ મામાસાહેબની તરફેણ

કીધી; પણ માહારાણીના મળતીયાઓએ તેનું કાંઇ ચાલવા દીધું નહીં. આથી ગવર્નર જેનરલ લોર્ડ એલેનબરોને લડાઇ ઉઠાવવી પડી.

ઇ. સ. ૧૮૪૩ માં અંગ્રેજ સરદાર સર હ્યુ ગોફે માહારાણીના લશકરને ગ્વાલિયરના ઉત્તરે મહારાજપુર આગળ હરાવ્યું; અને જેનરલ ગ્રે નામના સરદારે ગ્વાલિયરની દક્ષિણે પનિયાર આગળ હરાવ્યું. આથી માહારાણીને સલાહ કરવાની ફરજ પડી.

---

## પંજાબની પેહેલી લડાઇ ૧૮૪૫–૧૮૪૬.

લડાઇનું કારણઃ—પંજાબનો બળવાન રાજા રણજીતસિંહ અંગ્રેજોના મિત્ર હતા. ઇ. સ. ૧૮૩૯ માં તે મરણ પામ્યો તે વખતથી તેના રાજમાં ઘણો ગેરબંદોબસ્ત ચાલ્યો. શીખ લોકે સતલજ નદી આગળ અંગ્રેજનાં થાણાં ફિરોજપુર ઉપર એકાએક હુમલો કર્યો. આથી ગવર્નર જેનરલ લોર્ડ હારડિન્જે લડાઈ જાહેર કરી.

ઇ. સ. ૧૮૪૫ માં સર હ્યુ ગોફે શીખ ફોજને ફિરોજપુરથી વીશ માઇલ દુર મુદકી આગળ હરાવી. ગવર્નર જેનરલ લોર્ડ હારડિન્જ પોતે આ લડાઇમાં સર હ્યુ ગોફ જોડે દુશમનોની સામો ગયો, ત્યાર પછી અંગ્રેજી લશકરે શીખ લોકોને મુદકીથી થોડે દુર ફિરોજપુર શેહર આગળ હરાવ્યા.

ઇ. સ. ૧૮૪૬ માં શીખ લોકોના સરદાર ગુલાબસિંહે અંગ્રેજ સરદાર સર હેરી સ્મિથને બદદીવાલ નજદીક હરાવ્યો. પણ પાછળથી મદદ મળતાં સ્મિથે શીખ ફોજને ફિરોજપુરના પુર્વે અલિવાલ આગળ હરાવી. આજ વરસમાં સર હ્યુ ગોફે સ્મિથ સાથે

મળી જઇ, શીખ લોકોને સતલજ નદીના કિનારા ઉપર સોબ્રાઓાન આગલ સખ્ત હાર આપી. પછી અંગ્રેજી લશકર લાહોર તરફ ધસી ગયું. આથી શીખ લોકોએ અંગ્રેજોને કેટલીક જગ્યા તથા લડાઇનો ખરચ આપી લાહોર આગલ સલાહ કીધી.

---

## પંજાબની બીજી લડાઇ ૧૮૪૮–૧૮૪૯.

લડાઇનું કારણ—મુલતાનના સુબા લાલમુળરાજે શીખ લોકો સાથે મળી જઇ બે અંગ્રેજ અમલદારોને કાપી નંખાવ્યા; તેણે તે અંગ્રેજોના ખુનીઓને ઇનામ આપીને બળવો ઉઠાવ્યો. પંજાબના બીજા ભાગમાં પણ શીખ લોકોએ અંગ્રેજો સામે બંડ ઉઠાવ્યું. આથી લડાઇ ઉઠી.

અંગ્રેજ લોકોએ તરત એક મોટું લશકર ભેગું કર્યું. આ લશકરની સરદારી લેફટનંટ એડવર્ડેસ નામના જુવાન લશકરી અમલદારે લીધી. તેણે શીખ લોકોને ઇ. સ. ૧૮૪૮ માં મુલતાનથી વાશ મેલ દુર કિનેરી આગળ હરાવ્યા. આ લડાઇ પછી થોડા દિવસમાંજ શીખ લોકો મુલતાનની ઉત્તરે સદુસેનની મોટી લડાઇમાં હારી ગયા. આ હારથી મુળરાજ મુલતાનમાં ભરાઇ બેઠો. આથી અંગ્રેજોએ મુલતાનને ઘેરો ઘાલ્યો. પણ શેરસિંગ નામના અંગ્રેજના મળતીયા શીખ સરદારે દુશમનને મળી જઇ દગો કીધો. આથી અંગ્રેજો એકદમ મુલતાન લઇ શકયા નહીં.

એટલામાં લાર્ડ ગોફ મોટાં લશકર સાથ આવી પુગ્યો. તેણે શીખ લોકોને ૧૮૪૯ માં ચિનાબ નદી ઉપર રામનગરની લડાઇમાં હરાવ્યા. જેનરલ વિશે મુલતાનને પાછો ઘેરો ઘાલી તે લઇ લીધું

આથી મુળરાજ તાબે થયો. અંગ્રેજોએ તેને દેશનીકાલ કાઢયો. એજ વરસમાં લોર્ડ ગોફે શીખ લોકોના સરદાર શેરસિંગને જેલમ અને ચિનાબ નદીની વચ્ચે ચિલીયનવાલાની મોટી લડાઇમાં હરાવ્યો. પણ અંગ્રેજોને એ લડાઇમાં બહુ ખમવું પડયું.

ત્યાર પછી એજ સરદારે શીખ લોકોને લાહોરની ઉત્તરે ગુજરાતની મોટી લડાઇમાં તદન હરાવ્યા. આથી શીખ લોકો શરણ થયા. પંજાબ અંગ્રેજ રાજ સાથે ૧૮૪૯ માં જોડી નાખવામાં આવ્યું. ત્યાંના માહારાજા દુલીપસિંહને સારૂં વરષાસન બાંધી આપ્યું.

---

## ઇરાન જોડે લડાઇ ૧૮૫૬.

લડાઇનું કારણ:—ઇરાણના શાહે રૂસિયાની ઉશ્કેરણીથી હેરાત જીતી લેવાને ૧૮૩૭ માં ચડાઈ કરી હતી. પણ અંગ્રેજો તેની સામા ચડ્યાથી તેને પાછું હઠવું પડયું હતું. આ વખતથી શાહ અંગ્રેજોપર ગુસ્સે થયો હતો. તે ૧૮૫૬ માં અંગ્રેજો સામે આડી ચાલ ચલાવવા લાગ્યો. આ કારણથી લડાઇ ઉઠી.

અંગ્રેજ સરદાર શર જેમ્સ ઔટ્રૈમે એકદમ ઇરાનનું બુશાયર બંદર જીતી લીધું, અને આગલ વધ્યો. એટલામાં શાહે માફી માગી. અને ૧૮૫૭ માં સલાહ કરી. આ સલાહથી શાહે હેરાત તથા અફ્ગાનિસ્તાન ઉપર દાવો કરવો નહીં એવી કબુલાત આપી.

---

## ચીન સાથે પેહેલી લડાઈ ૧૮૪૦-૧૮૪૨.

**લડાઇનું કારણઃ**—ચીનના શેહેનશાહે પોતાની રૈયતને અફીણની ખરાબીથી બચાવવા સારૂ તેનો વેપાર કરવાની મનાઇ કરી. પણ કેટલાક અંગ્રેજ વેપારીઓ તેના હુકમનો અનાદર કરી તે વેચતા હતા. તેથી તેણે તેમને પોતાના દેશની બાહાર કાઢી મુકવાનો હુકમ કીધો, અને કનતાનના અંગ્રેજી વડા અમલદાર કેપતન એલીયતને કેદ કીધો.

અંગ્રેજોએ આ કારણથી ચીન સામે લડાઇ જાહેર કીધી. જેમાં લોર્ડ ગોફે બાહાદુરી બતાવી નામ કાઢયું. તેણે ચીનાઇ લશકરને હરાવી હોંગકોંગ બેટ લઇ લીધો, આથી ચીનના શેહેનશાહે સલાહ કરી. કેનતોન વગેરે ચીન દેશના બીજાં ચાર પાંચ બંદરામાં અંગ્રેજોને વેપાર કરવાની ૧૮૪૨ માં રજા આપી.

---

## ચીન સાથે બીજી લડાઇ ૧૮૫૭.

**લડાઇનું કારણઃ**—ચીનમાં આવેલાં કેનતોન બંદરના સુબાએ અંગ્રેજ વેપારીઓને હેરાન કરવા માંડયા. આથી લડાઇ ઉઠી.

લોર્ડ એલગીનની સરદારી નીચે એક લશકર ઇંગલંડથી મોકલવામાં આવ્યું. આ સરદારે કેનતોન પર તોપનો મારો ચલાવી, તે લઇ લીધું. ત્યાંના હાકેમને કેદ કરી કલકત્તે મોકલ્યો. પછી અંગ્રેજી લશકર શેહેનધાહી તરફ ચાલ્યું, ત્યારે ચીનના રાજાએ સલાહ કીધી. તેણે અંગ્રેજોને ચીનાઇ બંદરોમાં વેપાર કરવાની છુટ આપી.

---

# હિંદુસ્તાનમાં દેશી સિપાઇઓનો બળવો ૧૮૫૭.

**બળવાનાં કારણો:**—ગવર્નર જેનરલ લોર્ડ ડેલહેસીએ હિંદુસ્તાનના કેટલાક પ્રાંતો અંગ્રેજી રાજ સાથ જોડી નાંખ્યાં. આથી દેશીઓના દીલ દુઃખી થયાં હતાં. વળી આ વખતે દેશીઓમા એવી બુમ ફેલાઇ હતી કે અંગ્રેજો સઘળા દેશીઓને વટલાવવાની કોશેશ કરે છે. એવામાં ઇ. સ. ૧૮૫૭ માં દેશી લશકરમાં નવી બંદુક આપવામાં આવી. એ બંદુકોની કારતુસો દાંતવડે ખોલવાની ગોઠવણ કરેલી હતી. આથી અંગ્રેજોથી નારાજ થયલા કેટલાક મતલબીઆ દેશીઓએ લશ્કરના હિંદુ તેમજ મુસલમાન સિપાઇઓમાં એવી વાત ફેલાવી કે તેમને વટલાવવાની મતલબથી એ કારતુસો દાંતવડે ખોલવાની જગાએ તેમને ડુકર અને ગાયની ચરબી લગાડેલી છે. આ વાત હિંદુ તેમજ મુસલમાન સિપાઇઓએ ખરી માનીને બળવો ઉઠાવ્યો.

ઇ. સ. ૧૮૫૭ માં બરાનપુરમાંના લશકરે પેહેલા બંડ ઊઠાવ્યું. તે રફતે રફતે મીરત અને દિલ્હી તરફ ફેલાયું. મોગલ વંશના છેલ્લા રાજા બાહાદુરશાહે એવું ધાર્યું કે આ બંડથી તેને તેની રાજગાદી પાછી મળસે. આથી કરીને તેણે બળવાખોરોની સરદારી લીધી. ઘણાક અંગ્રેજોને કાપી નાખવામાં આવ્યા. બળવાખોરોએ દિલ્હી લઇ લીધું. લખનો અને જાંહાનસીમાં બળવાનું જોર ઘણું વધી ગયું. કાનપુરમાં અંગ્રેજોની મોટી કતલ ચાલી રહી. આ કતલ ચલાવનાર બળવાખોરોનો સરદાર નાનાસાહેબ અને તેનો સેનાપતિ તાતિઆ ટોપી હતા.

નાના સાહેબને છેલ્લા પેશ્વા બાજીરાવ બીજાએ દત્તક કરી લીધો હતો. પણ અંગ્રેજોએ તેને દતક તરીકે કબુલ નહીં કીધો અને બાજીરાવને મલતું વર્ષાસન તેને આપવા ના પાડી. આથી નાનાસાહેબના દીલમાં વેર વસ્યું હતું. તેણે અંગ્રેજોને દગાથી મારી નાંખ્યા. કર્નલ નીલ અને જેનરલ હેવલોક કાનપુર તરફ કુચ કરી ગયા. નાનાસાહેબ નાસી ગયો. કેપતન હોડસને દિલ્હી પાછું લઇ લીધું, અને બાહાદુરશાહને કેદ કીધો. ત્યાર પછી અંગ્રેજોએ લખનોમાંથી બળવાખોરોને મારી કાઢયા. તાતીઆ ટોપી અને બીજા બળવાખોરોને પકડી મારી નાંખવામાં આવ્યા. પણ નાના સાહેબ અંગ્રેજોને હાથ આવ્યો નહીં. બાહાદુરશાહને રંગુનમાં દેશનીકાલ કાઢયો. આવી રીતે ૧૮૫૭ નો મોટો બળવો સમી ગયો.

આ બળવા પછી હિંદુસ્તાનના રાજકારભારમાં ઘણા ફેરફાર થયા. ઇ. સ. ૧૮૫૮ માં હિંદુસ્તાનનું રાજ "ઈસ્ત ઇન્ડીયા કમ્પનીના" હાથમાંથી ઇંગ્લાંડના રાજકર્તાને સ્વાધીન થયું. હિંદુસ્તાનના ગવરનર જેનરલને વાઇસરોયનો નવો એલકાબ મલ્યો. વાઇસરોયના કામ પર દેખરેખ રાખવાને ઇંગ્લાંડમાં હિંદુસ્તાન માટે એક વજીર નેમ્યો. ધારા બાંધનારી સભાઓમાં દેશી મેમ્બરોને દાખલ કીધાં. ઇ. સ. ૧૮૫૮ માં આપણી માહારાણી વિકતોરીયા તરફથી હિંદુસ્તાનમાં ગવરનર જેનરલ લોર્ડ કેનિંગે એક ઢંઢેરો વાંચી સંભલાવ્યો. આ ઢંઢેરામાં હિંદુસ્તાનના દેશીઓને ધર્મ સંબંધી છુટ આપી. બળવામાં જેઓએ ભાગ લીધો હતો તેઓમાંના ખુન કરનારા તથા આગેવાન સિવાય બીજા બધાઓને માફી બક્ષી. અંગ્રેજના વફાદાર દેશી રાજાઓને દતક કરી લેવાને હક આપ્યો. ધર્મ-

મો ભેદ ન રાખતાં સરકારી નોકરીમાં લાયક પુરૂષોને રાખવાની કબુલાત આપી.

---

## હિંદુસ્તાનમાં થયલા બંડ.

ઇ. સ. ૧૭૬૫ માં બંગાલાના અંગ્રેજી લશકરે પગાર વધારવા બંડ ઉઠાવ્યુ. આ વખતે સર જોન શોર ગવર્નર જેનરલ હતો. તેણે લશકરની માગણી પ્રમાણે પગાર વધારી આપ્યા.

ઇ. સ. ૧૮૦૬ માં વેલોરમાં બંડ:—કામચલાઉ ગવર્નર જેનરલ સર જ્યોર્જ બારલોના અમલમાં વેલોરમાં દેશી લશકરે બંડ ઉઠાવ્યું. આ બંડનુ કારણ એ હતું કે, હિંદુ સિપાઇઓને કપાળ પર ટીલુ કરવાને ના કહી; અને બધાને એક સરખી દાઢી મુછ રાખવાને તથા ચોકસ ઘાટની પાગડી ઘાલવાનો હુકમ કાઢયો.

ઇ. સ. ૧૮૦૭ માં મદ્રાસમાં બંડ:—સર જ્યોર્જ બારલો જ્યારે મદ્રાસનો ગવર્નર હતો ત્યારે તેણે "ટેન્ટ કોન્ટ્રેક્ટ" નામના ધારાને કાઢી નાંખવાથી અંગ્રેજી લશકરે બંડ ઉઠાવ્યું.

બરાખપુરમાં બંડ:—બ્રહમદેશની પેહેલી લડાઇ વખતે ઇ. સ. ૧૮૨૫ માં કલકતા આગળ બરાખપુરમાં ૪૭ મી દેશી પલટણે બંડ કર્યું. એ લશકરને બ્રહમદેશ જવાનો હુકમ થયો. પણ તેઓ ત્યાં જવાને બીધા, કારણ કે તેમની અગાઉ ગયલાં લશકરના ઘણાં માણસો ખરાબ હવાને લીધે મરી ગયાં હતાં. જ્યારે હુકમ માનવાની તેમને ફરજ પાડી, ત્યારે તેઓઓ બંડ કર્યું. પણ તે તરતજ બેસાડી દેવામાં આવ્યું.

ઈ. સ. ૧૮૫૭ માં દેશી લશકરોએ આખા હિંદુસ્તાનમાં અંગ્રેજો સામે બંડ ઉઠાવ્યું.

---

## હિંદુસ્તાનમાં થયલી અંગ્રેજોની કતલ.

ઇ. સ. ૧૬૨૩ માં વલંદા લોકોએ અઢાર અંગ્રેજોને પાસિફિક માહાસાગરમાં આવેલા આમ્બોયનના નામના ટાપુમાં કાપી નાંખ્યા.

ઇ. સ. ૧૭૭૬ માં બંગાલાના નવાબ સુરાજાદૌલાએ ૧૪૬ અંગ્રેજોને કલકત્તાની અંધારી કોટડી એટલે "બ્લેક હોલમાં" ગોંધ્યા એમાંથી ૧૨૩ મરણ પામ્યા.

ઇ. સ. ૧૭૫૩ માં મિરકાસીમે સમ્રૂ નામના જરમન પાસેથી પટણામાંના સધળા અંગ્રેજોને કતલ કરાવ્યા.

ઇ. સ. ૧૮૦૬ માં વેલોરમાં બંડ ઉઠયું તે વેળાએ દેશી સિપાઇઓએ પોતાના અંગ્રેજ અમલદારોને કાપી નાંખ્યાં.

ઇ. સ. ૧૮૫૭ માં મોટા બળવાની વખતે કાનપોરમાં ક્રૂર નાનાસાહેબે અંગ્રેજોના બૈરાં છોકરાઓની ઘાતકી કતલ ચલાવી.

---

## અંગ્રેજ અને દેશી રાજાઓની વચ્ચે થયલી સલાહ તથા તેમની સરતો.

**મદ્રાસની સલાહઃ**—આ સલાહ માઇસોરની પેહેલી લડાઇની આખેરીએ અંગ્રેજ તથા હૈદર વચ્ચે ૧૭૬૯ માં થઇ હતી.

એની સરતો એવી કે, લડાઇની વખતે એક બીજાની જે જગ્યા લીધી હોય તે પાછી આપવી, અને જો કોઇ શત્રુ બેમાંથી એકના રાજ્ય-ઉપર ચઢી આવે તો બીજાએ તેને મદદ કરવી.

**સુરતની સલાહ:**—ઇ. સ. ૧૭૭૫ માં મુંબઇ સરકાર અને રાઘોબા વચ્ચે થઇ. એની સરત એવી હતી કે, અંગ્રેજોએ રાઘોબાને પેશ્વાની ગાદી મેળવવાને મદદ કરવા બદલ રાઘોબાએ અંગ્રેજોને મુંબઇની ઉત્તરે સાલસેટ, વસાઇ અને મુંબઇની આસપાસની કેટલીક જગા આપવી.

**પુરંધરની સલાહ:**—ઇ. સ. ૧૭૭૬ માં ગવર્નર જેનરલ વોરન હેસ્ટિંગ્સ અને છઠ્ઠા પેશ્વા માધવરાવ નારાયણ વચ્ચે થઇ. જેથી અંગ્રેજોએ રાઘોબાને મદદ નહીં કરતાં માધવરાવનેજ પેશ્વા કબુલ રાખ્યો. આ સલાહથી અંગ્રેજોને માત્ર સાલસેટ મલ્યું.

**સાલબાઇની સલાહ:**—ઇ. સ. ૧૭૮૨ માં અંગ્રેજો અને પેશ્વા વચ્ચે થઇ. આ સલાહથી મરેઠા સાથની પેહેલી લડાઇની આખેરી આવી. પુરંધરની સલાહ પછી અંગ્રેજોએ મરેઠાઓની જીતેલી જગ્યા પાછી આપવી, પેશ્વાએ રાઘોબાને ૨૫૦૦૦ રૂપિઆનો મહિનો આપવો, અંગ્રેજ તથા પોર્ટુગીજ સિવાય બીજા યુરોપીઅન પ્રજાને પેશ્વાએ પોતાના રાજમાં આવવા દેવી નહીં, સિંધિયાની સારી સેવા બદલ તેને ખરચ આપી દેવું.

**માંગ્લોરની સલાહ:**—૧૭૮૪ માં માઇસુરની બીજી લડાઇની આખેરીએ અંગ્રેજ તથા ટીપુ વચ્ચે થઇ. ટીપુએ અંગ્રેજ તરફના સઘળા કેદીઓને છોડી દેવા. લડાઇની વખતે એક બીજાની જગા જીતી લીધી હોય તે પાછી આપવી.

**શીરીંગાપટમની સલાહ** ૧૭૯૨:—માઇસુરની ત્રીજી લડાઇની આખેરીએ ટીપુ તથા અંગ્રેજ વચ્ચે થઇ. ટીપુએ પોતાનું અર્ધું રાજ અંગ્રેજ તથા તેમના મદદગારને આપવું, લડાઇના ખરચે બદલ ત્રણ કરોડ ત્રીસ લાખ રૂપીઆ આપવા, આ બે સરતો પુરી થાય ત્યાંસુધી ટીપુએ પોતાના બે દીકરાઓને અંગ્રેજોને સ્વાધીન કરવા.

**વસાઇની સલાહ** ૧૮૦૨:—અંગ્રેજ અને બાજીરાવ પેશ્વા વચ્ચે થઇ. અંગ્રેજોએ પેશ્વાને હોલકરના હાથમાંથી પુનાની ગાદી પાછી આપાવવી, પેશ્વાએ પુનામાં અંગ્રેજી છાવણી નાંખવા દેવી, અંગ્રેજના કોઇબી દુશ્મનને પેશ્વાએ પોતાના રાજમાં આવવા દેવા નહીં, સુરત અને તેની આસપાસની જગાઓ અંગ્રેજોને પેશ્વાએ આપી દેવી, પેશ્વાએ અંગ્રેજોના વિશ્વાસુ મિત્ર થઇ રહેવું.

**દેવગાંમની સલાહ** ૧૮૦૩:—વરાડના રાજા રઘુજી ભોસલે તથા અંગ્રેજ વચ્ચે થઇ. આથી મરેઠાની બીજી લડાઇનો અંત આવ્યો. વરાડના રાજાએ અંગ્રેજોને કટક પ્રાંત, ગાવિલગઢ અને બીજી કેટલીક જગાઓ આપવી, નિઝામ અને પેશ્વા સાથે કાંઇ વાંધો પડે તો તેનો ચુકાદો અંગ્રેજો પાસે કરાવવો, અંગ્રેજના દુશમનોને પોતાના રાજમાં આવવા દેવા નહીં.

**સિરજી અંજનગામની સલાહ** ૧૮૦૩:—સિંધિયા અને અંગ્રેજ વચ્ચે મરેઠા સાથની બીજી લડાઇની આખેરીએ થઇ. સિંધિયાએ અંગ્રેજોને અહમદનગર, ભરૂચ, જેપુર, જોધપુર વગેરે કેટલીક જગા આપવી, અંગ્રેજોના મદદગાર નિઝામ, ગાયકવાડ અને પેશ્વા ઉપર કોઇબી રીતનો દાવો કરવો નહીં.

**રાયપુરઘાટની સલાહ** ૧૮૦૫:—મરેઠા સાથની ત્રીજી લડાઇ પછી હોલ્કર અને અંગ્રેજ વચ્ચે થઇ. હોલ્કરે ચંબલ નદીની ઉત્તર તરફની જગ્યા પર કંઇ પણ દાવો કરવો નહીં. અંગ્રેજોએ જીતેલા મુલકો હોલ્કરને પાછા આપી દેવા.

**સિગાઉલીની સલાહ** ૧૮૧૬:—અંગ્રેજો અને નેપાલના રાજા વચ્ચે થઈ. નેપાલના રાજાએ સિક્કિમ ખાલી કરી જવું, અને અંગ્રેજોને સિમલા, મસુરી અને નાઈનીતાલ નામની શીતળ ટેકરીઓ તથા બીજી જગાઓ આપવી.

**મંડેસરની સલાહ** ૧૮૧૮ માં:—આ સલાહથી મરેઠાની ચોથી લડાઈનો અંત આવ્યો. હોલ્કરે રજપુત રાજાઓ પાસેથી ખંડણી લેવાનો દાવો કરવો નહીં, હોલ્કરના રાજને અંગ્રેજના રક્ષણ નીચે રાખવું.

**યન્ડબુની સલાહ** ૧૮૨૬:—બ્રહ્મદેશના રાજાએ આસામ, કાચાર અને જીન્ટિયા ઉપરથી તદન દાવો છોડી દેવો. અંગ્રેજોને આરાકાન, તેનાસરિમ વગેરે કેટલાક પ્રાંતો આપવા. લડાઈના ખરચના એક કરોડ રૂપીઆ આપવા.

**લાહોરની સલાહ** ૧૮૪૬:—આ સલાહથી પંજાબની પેહેલી લડાઇનો અંત આવ્યો. શીખ લોકોએ બીયાસ અને સતલજ નદીની વચ્ચેનો જલંધર દોઆબનો પ્રાંત અંગ્રેજોને આપવો. લાહોરની ગાદીએ રણજીતસિંહનો બાલકુમાર રહે, પણ તે ઉમરનો થાય ત્યાં સુધી સઘળો કારભાર અંગ્રેજી રેસિડંતના હુકમ પ્રમાણે ચાલે, લાહોરમાં અંગ્રેજી લશકર રાખવું, જમુનો રાજા ગુલાબસિંહ જે એક શ્રી-

અંત આને વગવાલો સરદાર હતો, તેની પાસેથી પૈસાની ચોકસ રકમ લઇ, અંગ્રેજોએ તેને કાશમીર અને તેની આસપાસની જગાનો રાજા કબુલ કરાવ્યો.

**ગંદામકની સલાહ** ૧૮૭૯:--આ સલાહથી અફગાનિસ્તાન સાથની બીજી લડાઇનો અંત આવ્યો. અફગાનિસ્તાનના અમીર યાકુબખાંએ કાબુલમાં અંગ્રેજી રેસીડેન્ત અને લશ્કર રાખવું. બીજાં રાજ્યો સાથે અંગ્રેજો મારફતે વ્યવહાર ચલાવવો. કાબુલ અને બીજી કેટલીક જગા અમીરે અંગ્રેજોને આપવી.

---

# ગવર્નર જેનરલ અને વાઇસરોયના રાજકારભારનો ટુંક હેવાલ.

## ( ૧ ) વૉર્ન હેસ્ટિંગ્સ ૧૭૭૪—૧૭૮૫.

હિંદુસ્તાનનો રાજ કારભાર સારી રીતે ચલાવવા માટે ઇ. સ. ૧૭૭૩ માં ઇંગ્લાંડમાં "રેગ્યુલેતીંગ એક્ટ" નામનો ધારો પસાર થયો. આ ધારાની રૂઇએ વૉર્ન હેસ્ટિંગ્સ પેહેલવેહેલો ગવર્નર જેનરલ થયો. તેની અગાઉ એ બંગાલાનો ગવર્નર હતો. જેમ કલાઇવ હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજનો પાયો નાખનાર હતો, તેમ હેસ્ટિંગ્સ રાજકારભારની રચના કરનાર હતો. એને મદદ કરનારી કાઉનસીલના ચાર ગ્રહસ્થો હતા. તેઓમાંથી બારવેલ નામનો એકજ સભાસદ હેસ્ટિંગ્સ સાથે એક મત થઈ મદદ આપતો હતો.

હેસ્ટિંગ્સે ૧૭૭૪ માં રોહીલા લોકોને અયોધ્યામાંથી હાંકી કાઢી કમ્પનીને ૪૦ લાખ રૂપિયાનો ફાયદો કરી આપ્યો. એના અમલમાં

૧૭૭૬-૧૭૮૨ સુધી મરેઠાની પેહેલી લડાઈ અને ૧૭૮૦--૧૭૮૪ સુધી માઇસુરની બીજી લડાઈ થઇ. વળી એણે કાશીના જમીનદાર અને અયોધ્યાના નવાબ પાસેથી કમ્પનીના લેણાનો બંદોબસ્ત કીધો. એણે હિંદુસ્તાનમાં કેટલાક સુધારા દાખલ કીધા. એ ઘણો હોશીયાર અને બુદ્ધિમાન હતો. ૧૭૮૫ માં હેસ્ટિંગ્સ પોતાનો હોદ્દો છોડી ઇંગ્લાંડ ગયા. જ્યાં તેના દુશમનોએ એના ઘણાંક કામો ધિક્કારી કાઢ્યાં. તેઓએ એના ઉપર જુલમ અને એવાં બીજાં કામોનો આરોપ મુક્યો તેથી સાત વરસ સુધી ઇનસાફની અદાલતમાં એની તપાસ ચાલી, જેમાં એ તદન નિર્દોષ ઠર્યો. એ ૧૮૧૮ માં મરણ પામ્યા.

---

## ( ૨ ) લોર્ડ કોર્નવોલિસ ૧૭૮૬-૧૭૯૩.

હેસ્ટિંગ્સ પછી કોર્નવોલિસ ગવર્નર જેનરલ થઇને આવ્યો. એ સલાહસંપજથી રાજ ચલાવવાને ઉપાયો લેવા લાગ્યો. કમ્પનીના નોકરો જે વેપાર કરતા હતા, અને તેથી જે બગાડ થયો હતો, તેનો એણે આવતાંનેવાર અટકાવ કર્યો. એના અમલમાં ૧૭૯૦-૧૭૯૨ સુધી ટીપુ સાથે માઇસુરની ત્રીજી લડાઈ ચાલી. એણે ટીપુને અરિકેરાની લડાઇમાં હરાવી, તેની કેટલીક જગા જીતી લીધી. લોર્ડ કોર્નવોલિસે મેહેસુલ ખાતામાં જમાબંદીની ત્રણ નવી રીતો દાખલ કરી. એ ત્રણ રીતો જમીનદારી, ગામવારી, અને રાયટરની નામે ઓળખાય છે. સાત વરસ સુધી ઘણી સારી રીતે અમલ ચલાવી ૧૭૯૩ માં તે ઇંગ્લંડ પાછો ફર્યો.

---

## (૩) સર જોન શોર ૧૭૯૩–૧૭૯૮.

લોર્ડ કોર્નવોલીસ પછી સર જોન શોર ગવર્નર જેનરલ નિમાયો. એ પેહેલાં કોર્નવોલિસની કાઉનસીલનો વડો સભાસદ હતો, તેથી હિંદુસ્તાન વિશે એ સારૂં ગ્નાન ધરાવતો હતો. એને સલાહસંપજથી અમલ ચલાવવાનો હુકમ થયો હતો, તેથી દેશી રાજ્યોની ખટપટમાં એણે હાથ ઘાલ્યો નહીં. આ કારણને લીધે જ્યારે મરેઠાઓએ નિઝામને ૧૭૯૫ માં કુર્દલાની લડાઇમાં હરાવ્યો, ત્યારે એણે નિઝામને મદદ આપી નહીં. વળી બંગાળાના અંગ્રેજી અમલદારોને તેમના માગવા મુજબ પગાર વધારી આપ્યા. ૧૭૯૭ માં અયોધ્યાનો નવાબ મરણ પામ્યો, અને વજીરઅલી ગાદીએ આવ્યો. પણ તે હકદાર વારસ નથી એમ જણાવાથી સર જોન શોરે મરનાર નવાબના ભાઇ સાદતઅલ્લીને ગાદીએ બેસાડયો.

---

## (૪) લોર્ડ મોર્નિંગ્ટન ૧૭૯૮–૧૮૦૫.

લોર્ડ મોર્નિંગ્ટન અથવા માર્કવિસ વેલેસ્લીએ સર જોન શોરની સલાહસંપજની રાજનીતી અખત્યાર કીધી નહીં. એણે, પોતાના અમલમાં દેશી રાજાઓના ખરચે તેમના મુલકમાં અંગ્રેજી મદદગાર ફોજ રાખવાની રીત દાખલ કીધી. એણે ૧૭૯૮–૧૭૯૯ સુધી માઇસોરની ચોથી લડાઇ કરી ટીપુને હરાવ્યો. ૧૮૦૧ માં કર્ણાટક પ્રાંત ખાલસા કીધો. ૧૮૦૨—૧૮૦૫ સુધી મરેઠાની બીજી તથા ત્રીજી લડાઇઓ થઇ. એણે અયોધ્યામાં સુધારો કર્યો. ૧૮૦૨ માં મરેઠાઓ સાથે વસાઇની સલાહ કીધી. ૧૮૦૩ માં

વરાડના રાજાને તથા સિંધ્યાને હરાવી તેમને સલાહ કરવાની ફરજ પાડી. ૧૮૦૫ માં હોલકર તથા ભરતપુરના રાજા સાથે સલાહ કરી. એણે અંગ્રેજી અમલને હિંદુસ્તાનમા સર્વોપરી ર્ક્યો. દેશી રાજાઓને અંગ્રેજોને આધારે રાખ્યા. તેમની દરબારમાંથી ફ્રેન્ચોનું ચલણ તદ્દન બંધ પાડયું. આ ગવરનર જેનરલ ઘણો ભણેલો અને બુદ્ધિમાન હતો. ૧૮૦૫ માં એ પોતાને સ્વદેશ પાછો ફર્યો.

---

## (૫) લોર્ડ કોર્નવોલિસ (બીજીવાર) ૧૮૦૫.

લોર્ડ કોર્નવાલિસને હિંદુસ્તાનમાં બને ત્યાંલગી લડાઇનો અંત લાવી શાંતી જાલવી રાખવાને બીજીવાર મોકલવ માં આવ્યો. પણ બે મહિનામાં બનારસ આગળ ઘાઝીપુરમા તે મરણ પામ્યો.

---

## સર જ્યોર્જ બાર્લો ૧૮૦૫–૧૮૦૭.

લોર્ડ કોર્નવોલિસના મરણ પામવાથી તેની કાઉન્સીલનો વડો મેમ્બર સર જ્યોર્જ બાર્લો કામચલાઉ ગવર્નર જેનરલ નિમાયો. તેણે સલાહસંપજથી રાજકારભાર ચલાવવાની રીત ચાલુ રાખી. ઇ. સ. ૧૮૦૫ માં વેલોર, સિકંદ્રાબાદ અને બીજી જગાએ દેશી લશકરે બંડ ઉઠાવ્યું. એણે હોલકર અને સિંધ્યા પાસેથી જીતેલી જગાએ તેમને પાછી આપી. તેમને ફાયદો થાય એવી સરતોએ સલાહ કરી. ૧૮૦૭ માં લોર્ડ મિન્ટો ગવર્નર જેનરલ થઇ આવ્યો, એટલે સર જ્યોર્જ બાર્લો ૧૮૦૭–૧૮૧૩ સુધી મદ્રાસનો ગવર્નર રહયો. મદ્રાસમાં પણ "ટેન્ટ કોનટ્રેકટ," ધારો કાઢી નાંખવાથી બંડ ઉઠયું.

---

## (૬) લોર્ડ મિન્ટો ૧૮૦૭-૧૮૧૩.

આ ગવર્નર જેનરલના વખતમાં રૂશિયન લોકોની હિંદુસ્તાનપર ચઢી આવવાની ધારતી હતી. આ કારણને લીધે એણે પંજાબના રાજા રણજીતસિંહ સાથે ૧૮૦૯ માં સલાહ કરી. એણે વળી ઇરાનના શાહ અને અફગાણિસ્તાનના અમીરની દરબારમાં સલાહ કરવા સારૂં એલચી મોકલ્યા. એજ વરસમાં એણે જાવા, બુર્બોન અને મોરિશિયસ જીતી લીધા. ૧૮૧૩ માં કમ્પનીના પટામા ફેરફાર કર્યો. જેથી સઘળા અંગ્રેજોને હિંદ સાથ વેપાર કરવાની છુટ મળી. છ વરસ સુધી દેશની સારી સેવા બજાવી એ ઇંગ્લાંડ ગયો જયા એને અમીરી પદવી મળી.



## (૭) માર્કવિસ ઓફ હેસ્ટિંગ્સ (મોઇરાનો અર્લ) ૧૮૧૪-૧૮૨૩.

એના અમલમાં નેપાળ, પિંડારા અને મરેઠા સાથની ચોથી લડાઇઓ થઇ, જેમાં અંગ્રેજો જીત્યા. એણે છેલ્લા પેશ્વા બાજીરાવ બીજાને અને નાગપુરના આપા સાહબને તાબે થવાની ફરજ પાડી. એણે હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજનો ઘણો વધારો કરાવ્યો. નવ વરસ સુધી ગવર્નર જેનરલ તરીકે રહી કમ્પનીની મેહસુલ ઘણી વધારી. એ એક પ્રખ્યાત લડવૈયો અને બાહોશ રાજ્યાધિકારી હતો. ૧૮૨૩ માં એ પોતાને વતન પાછો ફર્યો, ત્યારે એની સારી નોકરીના બદલામાં એને સાઠ હજાર પૈંડની જાગીર ભેટ મળી.



## (૮) લોર્ડ એમહર્સ્ટ ૧૮૨૩–૧૮૨૮.

આ ગવર્નર જેનરલે આવતાને વાર બ્રહ્મી લોકો સામે લડાઇ ઉઠાવી, કારણ કે બ્રહ્મી લોકો સરહદ પર રેહેનારી અંગ્રેજી રૈયતને હેરાન કરતાં હતા. બ્રહ્મી લોકોને હરાવી તેમને ૧૮૨૬ માં યાનડબુ આગળ સલાહ કરવાને ફરજ પાડી. એના અમલમાં કલકત્તા નજદીક બરાકપુરમાં દેશી સિપાઇઓએ બંડ ઉઠાવ્યું, જે તરત બેસાડી દેવામાં આવ્યું. ૧૮૨૬ માં ભરતપુરના રાજાને હરાવી ત્યાનો મજબુત કિલ્લો ઉરાડી નાંખ્યો. લોર્ડ એમહર્સ્ટે ગરમીની મોસમમાં સિમલામાં મુકામ પેહલવેહેલો કર્યો.

---

## (૯) લોર્ડ વિલ્યિમ બેન્ટીક ૧૮૨૮–૧૮૩૫.

લોર્ડ વિલ્યમ બેન્ટિક પેહેલા મદ્રાસનો ગવર્નર હતો. એના વખતમાં કોઇ સાથે લડાઇ ચાલી નહીં. હિંદુસ્તાનની રૈયતના ફાયદા સારૂ અનેક સારાં કામ કરી, એ પોતાનું નામ અમર કરી ગયો છે. કુર્ગ પ્રાંતનો રાજા પોતાની રૈયતપર ઘણો જુલમ ગુજારતો હતો, તેથી તેનું રાજ ૧૮૩૪ માં અંગ્રેજી રાજ સાથ એણે જોડી નાંખ્યું. એણે સતી થવાની ઘાતકી રીત, તથા રજપુતોમાં સ્ત્રી બાળકોને ગુંગલાવી મારવાના ચાલનો અટકાવ કર્યો. જગન્નાથજીના મંદી-રમાં જે કમકમાટ ઉપજાવનારી ક્રિયા થતી હતી તે એણે બંધ પાડી. ઠગી અથવા ફાંસીયા લોકોનો દોર તદ્દન નાબુદ કીધો. દેશીઓને અંગ્રેજી ભાષામાં કેળવણી આપવાનો હુકમ કીધો. એના

વખતમાં ઇંગ્લાંડ અને હિંદુસ્તાન વચ્ચે પેહેલવેહેલી આગબોટો ફરવા લાગી. એના અમલમાં કમ્પનીના પટાની મુદ્દત પુરી થવાથી હિંદુસ્તાન તથા ચીન સાથ વેપાર કરવાની ૧૮૩૩ માં બધાને છુટ મળી. સાત વરસના અમલમાં ઘણા સારા સુધારા કરી ૧૮૩૫ માં ઈંગ્લાંડ પાછો ગયો.

---

## (૧૦) લોર્ડ ઓકલેન્ડ ૧૮૩૬–૧૮૪૨.

લોર્ડ ઓકલેન્ડના વખતમાં અયોધ્યાની બેગમે બંડ ઉઠાવ્યું, તે એણે બેસાડી દીધું. ઇ. સ. ૧૮૩૮–૧૮૪૨ સુધી અફગાન લોકો સાથે પેહેલી લડાઈ કરી. આ લડાઇમાં અંગ્રેજોને ઘણાં દુઃખ ખમવાં પડયા. ઇ. સ. ૧૮૪૦ માં એણે ચીન સાથ લડાઈ કરી હોંગકોંગ લીધું, અને વેપારને માટે ચીન દેશના ચાર બંદર ખુલ્લા મુકાવ્યાં. ૧૮૪૨ માં અફગાણિસ્તાનની લડાઇની ખટપટને લીધે એને રાજીનામું આપવું પડયું.

---

## (૧૧) લોર્ડ એલેનબરો ૧૮૪૨–૧૮૪૪.

લોર્ડ એલેનબરો ગવર્નર જેનરલ નિમાયો, ત્યારે પેહેલી અફગાન લડાઈનો અંત આવ્યો ન હતો. એણે આવતાંને વાર અફગાનિસ્તાનમાં જેનરલ પોલક અને ઇંગ્લાંડને લશકર આપી મોકલ્યા. આ બન્ને સરદારોએ અફગાનોને હરાવી અંગ્રેજોએ ખોએલી આબરૂ પાછી મેળવી, અને પેહેલી અફગાન લડાઇનો અંત આણ્યો. એના વખતમાં સિંધના અમીરો સાથે લડાઇ થઇ

સિંધ પ્રાંત અંગ્રેજી રાજસાથે ૧૮૪૩ માં જોડી નાંખ્યો. ગ્વાલિયરના રાજમાં અંધેર ચાલવાથી ત્યાં પણ લોર્ડ એલેનબરોએ લશકર મોકલી બંદોબસ્ત કર્યો. આ ગવર્નર જેનરલને કમ્પનીના "ડિરેકતરો" સાથે સિંધ અને ગ્વાલિયરની લડાઇ બાબે મતફેર પડવાથી તેને ૧૮૪૪ માં ઇંગ્લાંડ પાછે બોલાવી લીધો.

---

## (૧૨) સર હેન્રી હારડિંજ ૧૮૪૪–૧૮૪૮.

એના અમલમાં પંજાબની પેહેલી લડાઇ ૧૮૪૫ થી ૧૮૪૭ સુધી થઇ. આ લડાઇમાં **શીખ** લોકો હારવાથી તાબે થયા. એણે ઘણાએક સુધારા કર્યા. લોર્ડ **વિલિયમ બેન્ટિકે** બાળહત્યા, સતી અને મનુષ્ય ભોગ આપવાની કમકમાટ ભરેલી ચાલોનો અટકાવ કરનારા જે સુધારા દાખલ કીધા હતા, તે એણે સખ્તાઇથી અમલમાં આણ્યા. હિંદના વેપારને ઉત્તેજન આપ્યું. એણે આગ્રાનો તાજમેહેલ સમરાવ્યો તથા પંજાબ પ્રાંતમાં રૂરકિ ગામમાં એક મોઠી ઇંજનેરી પાઠશાળા સ્થાપી. સાડા ત્રણ વરસ સારી રીતે રાજ ચલાવી ૧૮૪૮ માં એ ઇંગ્લાંડ ગયો.

---

## (૧૩) લોર્ડ ડેલહાઉસી ૧૮૪૮–૧૮૫૬.

હિંદુસ્તાનના ગવર્નર જેનરલમાં એ મોટો ગણાય છે. એની કારકીર્દીમાં પંજાબની બીજી તથા બ્રહ્મી લોક સાથે બીજી લડાઇઓ થઈ. પંજાબ, પેગુ, નાગપુર, સતારા, અયોધ્યા અને તંજોર અંગ્રેજી રાજ સાથ જોડી નાંખવામાં આવ્યાં. એણે રાજકાર-

બારમાં ઘણા સુધારા કર્યા; હિંદુસ્તાનમાં સૌથી મોઠી ગંગાની નેહેર એણે બંધાવી. એના વખતમાં આગગાડીની સડકો ૧૮૫૩ માં પેહેલ વેહેલી નંખાઇ; વિજળીક તારના સંદેશા જવા લાગ્યા; ટપાલ ખાતામાં સુધારો થયો. ૧૮૫૩ માં કમ્પનીના પટામાં છેલ્લીવાર કેટલાક અગત્યના ફેરફાર થયા, જેથી હિંદુસ્તાનને માટે કાયદા બાંધનારી એક સભા સ્થાપી. હિંદી વૈદક ખાતાંની અને સિવિલ સરવિસની ચાકરીમાં જેબી દેશી તેમજ અંગ્રેજ ઉમેદવાર ઠેરવેલી પરિક્ષામાં પસાર થાય તેને દાખલ કરવાનો બંદોબસ્ત થયો. બંગાળા ઇલાકા માટે એક લેફટનન્ટ ગવર્નર નિમ્યો. લોર્ડ ડેલહાઉસી ૧૮૫૬ માં ઇંગ્લાંડ ગયો. એ ૧૮૬૦ માં ૪૮ વરસની વયે મરણ પામ્યો.

---

## (૧૪) લોર્ડ કેનિંગ ૧૮૫૬–૧૮૬૨.

લોર્ડ કેનિંગના આમલમાં મુખ્ય પાંચ બનાવ બન્યા. (૧) ૧૮૫૭ નો મોટો બળવો, (૨) રાજકારોભારમાં ફેરફાર, (૩) માહારાણીનો ઢંઢેરો, (૪) ઇરાન સાથે લડાઇ, (૫) ચીન સાથે બીજી લડાઇ. ૧૮૫૭ નો મોટો બળવો લગભગ આખા દેશમાં સળગી ઉઠયો હતો. ૧૮૫૮ માં આ બળવો સમી ગયા પછી રાજકારભારમાં ઘણાં ફેરફાર થયા. કમ્પનીના હાથમાંથી રાજકારભાર ચલાવવાની સત્તા ઇંગ્લાંડના રાજાને મળી. ઇંગ્લાંડમાં હિંદુસ્તાનને માટે એક સેક્રેટરી નિમાયો. દરેક ઇલાકામાં એકેક હાઇ કોર્ટ સ્થાપી. ગવર્નર જેનરલને "વાઇસરોય" નો નવો ખેતાબ મળ્યો. લોર્ડ

કેનિંગ છેલ્લો ગવર્નર જેનરલ તેમજ પેહેલો " વાઇસરોય " હતો. એ ૧૮૬૨ માં પોતાને સ્વદેશ પાછો ફર્યો.

---

## ( ૨ ) લોર્ડ એલ્જીન ૧૮૬૨—૧૮૬૩.

લોર્ડ કેનિંગ પછી હિંદુસ્તાનનો બીજો વાઇસરોય લોર્ડ એલ્જીન હતો. એના વખતમાં હિંદુસ્તાનની વાવ્ય તરફ વસતા વાહાબી જાતના લોકોએ બંડ ઉઠાવ્યું અને લુટફાટ કરવા લાગ્યા. અંગ્રેજી લશ્કરે તેમને મારી સરહદ ઉપર લુટ ચલાવતા બંધ પાડયા. લોર્ડ એલ્જીને કાયદા બાંધવા માટે ત્રણ અંગ્રેજ અને ત્રણ દેશી ગ્રહસ્થોની કૌનસિલ ઠરાવી. આ વાઇસરોય ૧૮૬૩ માં હિંદુસ્તાનમાંજ મરણ પામ્યો.

---

## ( ૩ ) લોર્ડ લોરેન્સ ૧૮૬૪—૧૮૬૯.

ત્રીજો વાઇસરોય લોર્ડ લોરેન્સ પેહેલાં પંજાબનો મુખ્ય કમિશનર હતો. ૧૮૫૭ ના મોટા બળવાની વખતે એણે પંજાબનો બાહાદુરીથી બચાવ કર્યો હતો. એના વખતમાં હિંદુસ્તાનની ઉત્તરે ભુતાન અને આફ્રિકા ખંડમાં એબીસિન્યા જોડે લડાઈ થઈ. ૧૮૬૬ માં ઓરિસા અને ઉત્તર હિંદુસ્તાનની કેટલીક જગાઓમાં ભારે દુકાળ પડયો. રૈયતને સુખી કરવાને એણે ઘણાક ઉપાયો લીધા. ખેડુતોની હાલત સુધારી. એ ૧૮૬૯ માં ઇંગ્લાંડ ગયો, ત્યાં એની સારી નોકરીને માટે એને ઉમરાવપદ મળ્યું. એ ૧૮૭૯ માં મરણ પામ્યો.

---

## (૪) લોર્ડ મેયો ૧૮૬૯—૧૮૭૨.

આ વાઇસરોય રૈયતનું ભલું કરવામાં હમેશાં આતુર રહેતો. એણે રાજ્યના કેટલાક ખાતાંમાં સુધારા કર્યા. દેશમાં જુદે જુદે ઠેકાણે પુષ્કળ નેહેરો અને રેલવે બાંધી. અંબાલા આગલ મોટી દરબાર ભરી અફગાનિસ્તાનના અમીર શેરઅલ્લી જોડે મુલાકાત કરી તેને મોટું માન આપ્યું, જેથી હિંદુસ્તાન અને અફગાનિસ્તાન વચ્ચે ભારે મિત્રાચારી ચાલુ રહી. ૧૮૬૯ માં માહારાણી વિક્ટોરીયાનો બીજો દીકરો "ડયુક ઓફ એડિનબરો" હિંદુસ્તાનમાં ફરવા આવ્યો. ૧૮૭૨ માં એન્ડામેન ટાપુમાં ગુનેહગારોની દેખરેખ કેવી રીતે ચાલે છે તે તપાસવા લોર્ડ મેયો પોતે જાતે ગયો, પણ ત્યાં એક અફગાન ખુનીએ આ ભલા વાઇસરોયને મારી નાંખ્યો.

---

## ( ૫ ) લોર્ડ નોર્થબ્રુક ૧૮૭૨—૧૮૭૬.

લોર્ડ મેયોના મરણ પછી લોર્ડ નોર્થબ્રુક પાંચમો વાઇસરોય નિમાયો. એના વખતમાં બંગાળામાં ભારે દુકાળ ચાલ્યો, તે એણે સરકારી તીજોરીમાંથી મદદ આપી દુર કર્યો. ૧૮૭૪ માં વડોદરાના રાજા મલ્હારરાવ ગાયકવાડપર ત્યાંના ઇંગ્રેજ રેસિડેન્ટ કર્નલ ફ્રેઅરને ઝેર દેવાનું અને રાજમાં અંધેર ચલાવવાનું તહોમત મુકી તેને ૧૮૭૫ માં ગાદીપરથી ઉઠાડી મદ્રાસ મોકલાવી દીધો; વડોદરાની ગાદી હાલના માહારાજા શિયાજીરાવને આપી. એજ વરસમાં માહારાણી વિકટોરિયાનો પાટવીકુંવર "પ્રિન્સ ઓફ વેલ્સ"

જે આપણુ હાલના શેહેનશાહ એડવર્ડ સાતમા તરીકે રાજ્ય ચલાવે છે તે હિંદુસ્તાનની મુલાકાતે આવ્યો. દેશી રાજાઓ તથા રૈયતે એ આપણા ભવિષ્યના શેહેનશાહને ભારે માન આપ્યું. લોર્ડ નોર્થબ્રુક પોતાના ઓહ્દાની મુદ્દત પુરી થવા અગાઉ ૧૮૭૬ માં રાજીનામું આપી ઇંગ્લાંડ ગયો.

---

## (૬) લોર્ડ લિટન ૧૮૭૬–૧૮૮૦.

લોર્ડ નોર્થબ્રુક પછી છઠ્ઠો વાઈસરોય લોર્ડ લિટન થયો. એના અમલમાં માહારાણી વિકટોરિઆએ "કયસરે હિન્દ" નો એલકાબ ધારણ કર્યો. આ માટે આખા હિંદુસ્તાનમાં દેશી રાજાઓ તથા બધી કોમના આગેવાન ગ્રહસ્થોને બોલાવી દિલ્હીમાં એક મોઠી દરબાર ભરી. આ વાઇસરોયના વખતમાં અફગાનિસ્તાન જોડે બીજી લડાઈ થઇ. ત્યાંનો અમીર રૂશિયનો સાથે મલી ગયો, તેથી તેની સામે લશંકર મોકલ્યું. અમીર શેરઅલ્લી નાસી ગયો, તેના દીકરાએ ગંદમક આગળ અંગ્રેજો સાથે સલાહ કરી. આથી એક અંગ્રેજ અમલદારને કાબુલમાં રાખવાની પરવાનગી મલી. પણ થોડા વખતમા ત્યાના અંગ્રેજ અમલદાર સર લુઇ કેવેનરીને અફગાન અમીરે મારી નંખાવ્યો, તેથી પાછી લડાઇ કરી તેને કેદ પકડી હિંદુસ્તાનમાં આણયો. લોર્ડ લિટને કાપડ ઉપરની જકાત કાઢી નાંખી. દેશી પત્રો અને ચોપાનીયાં વગેરેનો હક છીનવી લેવા માટે "પ્રેસ એકટ" નામનો ધારો કાઢયો; નિમક ઉપરને કર વધાર્યો. "લાઇસેન્સ ટેકસ" એટલે ધંદા રોજગારપર કર નાંખ્યો. એ ૧૮૮૦ માં પોતાને દેશ પાછો ફર્યો. અને ૧૮૯૧ માં પેરીસ શેહેરમાં મરણ પામ્યો.

---

## (૭) લોર્ડ રિપન ૧૮૮૦–૧૮૮૪.

લોર્ડ લિટનના જવા પછી લોર્ડ રિપન સાતમો વાઈસરોય થઇ આવ્યો. એણે આવતાંને વાર અફગાનિસ્તાન સાથની લડાઇનો અંત આણ્યો. અબ્દુલ રહેમાનને ત્યાંનો અમીર કબુલ રાખ્યો. આ વાઇસરોએ હિંદના દેશીઓના ફાયદાસારૂ ઘણાંક પગલાં ભર્યાં, જેથી એ બહુ લોક પ્રીય થયો. લોર્ડ લિટનનો "પ્રેસ એક્ટ" એણે કાઢી નાંખ્યો. દેશીઓને મોટા ઓહ્દા આપવાનો હુકમ કીધો. સ્થાનીક સ્વરાજ્ય સ્થાપ્યું. દેશમાં સઘળે ઠેકાણે શાંતી ફેલાઈ. કેળવણી સંબંધી ખોળ કરવાને એક કમિશન નિમ્યું. પોતાના જાત ભાઇઓની વિરૂધતા છતાં એણે "ઇલ્બર્ટ બીલ" પસાર કરાવ્યું. આ બીલથી દેશી ન્યાયાધીશોને અંગ્રેજી અપરાધીઓની જુરીની મદદથી તપાસ ચલાવવાની સત્તા મળી. દેશીઓનું બહુ ચાહનાર આ વાઈસરોયને હિંદુસ્તાન છોડી પોતાને દેશ પાછા ફરતી વખતે દેશીઓ તરફથી તેને એટલું તો ભારે માન મલ્યું કે તેવું તેની અગાઉના કોઇનેબી મલ્યું ન હતું.

---

## (૮) લોર્ડ ડફરીન ૧૮૮૪–૧૮૮૮.

એના વખતમાં રૂશિયન લોકો સાથે કાંઇ ખટપટ ચાલી, પણ એની રાજ્ય કુનેહથી લડાઇ થતી અટકી ગઇ. બ્રહ્મ દેશનો રાજા થીબો અંગ્રેજ વેપારીઓ સાથે ખરાબ ચાલ ચલાવતો હતો, તથા પોતાની રયતપર જુલમ ગુજારતો હતો. આ કારણથી લોર્ડ ડફરીને બ્રહ્મ દેશની ત્રીજી લડાઇ કરી, થીબોને ગાદીપરથી ઉઠાડી મુકી બ્રહ્મ દેશ અંગ્રેજી રાજ સાથે જોડી નાંખ્યો. રાજાને કેદ

ફરી હિંદુસ્તાનમાં આણ્યો. લડાઇનો ખરચ કાઢવા એણે હિંદુસ્તાનની રૈયત ઉપર "ઇનકમ ટેકસ" એટલે આવક પર કર નાંખ્યો, તેમજ નિમક તથા તેલપર કર વધાર્યો. લોર્ડ ડફરિન ૧૮૮૮ માં રાજીનામું આપી ઇંગ્લાંડ ગયો.

---

## (૯) લોર્ડ લેન્સડાઉન ૧૮૮૮–૧૮૯૩.

આ વાઇસરોયના વખતમાં અંગ્રેજી લશ્કરે કાશ્મીરની સરહદપર કેટલીક પાહાડી જાતો ઉપર ફતેહ મેળવી. ૧૮૯૧ માં બંગાળાની પૂર્વે મનિપુર પર ચઢાઇ કરી. એજ વરસમાં "એજ ઓફ કનસેન્ટ બિલ" એટલે રાહાટવાટને લગતો ધારો પસાર થયો. લોર્ડ લેન્સડાઉનના અમલમાં અફ્ગાનિસ્તાનના અમીર અને અંગ્રેજ સરકાર વચ્ચે કાંઇ ગેરસમજુતી થઇ. આથી અંગ્રેજ સરકારે સર મોરટીમર ડુરાંડને તેનો બંદોબસ્ત કરવા અફ્ગાનિસ્તાન મોકલ્યો. એણે સઘળી ગેરસમજુતીનો સારી રીતે અંત આણ્યો. અમીરને વરસે બાર લાખ ને બદલે અઢાર લાખ રૂપિઆ આપતા કર્યા. અમીરે અંગ્રેજોને જે જગાસારૂ વાંધો હતો તે આપી.

---

## (૧૦) લોર્ડ એલ્ગીન ૧૮૯૪–૧૮૯૯.

લોર્ડ લેન્સડાઉન પછી વાઇસરોય લોર્ડ એલ્ગીન નિમાયો. એ બીજા વાઇસરોય લોર્ડ એલ્ગીન જે ૧૮૬૩ માં હિંદુસ્તાનમાંજ મરણ પામ્યો હતો, તેનો દીકરો થાય છે. એના અમલમાં અફ્ગાનિસ્તાનની સરહદ ઉપર ચિત્રાલપર ચહડાઇ લઇ જવામાં આવી, જેનો ભારે ખરચ હિંદુસ્તાનને માથે પડયો. ૧૮૯૯ માં લોર્ડ એલ્ગીન સ્વદેશ ગયો અને લોર્ડ કરઝન ગવર્નર જેનરલ થયો.

# મહાન પુરૂષોનો હેવાલ.

## ચંદા સાહેબ.

ચંદા સાહેબ કર્ણાટકના નવાબ દોસ્ત અલ્લીનો જમાઇ તથા વજીર હતો. એણે ૧૭૩૬ માં ત્રિચિનાપોલીની રાણી સાથે દગો રમી તે શહેર લઈ લીધું. ૧૭૩૯ માં તંજોરના રાજાનું કારિકલ બંદર જીતી લઇ પોતાના મિત્ર પોન્ડીચરીના હાકેમ ડુપ્લેને આપી દીધું. ૧૭૪૦ માં મરેઠાઓએ કર્ણાટકપર ચઢાઇ કરી, અમ્બુરની લડાઇમાં દોસ્ત અલ્લીને હરાવ્યો, અને ચંદા સાહેબને કેદ પકડી સતારે લઈ ગયા. સાત વરસ પછી કર્ણાટકની પેહેલી લડાઇ વખતે ફ્રેન્ચ સરદાર ડુપ્લેએ સાત લાખ રૂપિઆ આપી તેને મરેઠાઓના હાથમાંથી છોડાવ્યો. પાછલથી ડુપ્લેની મદદથી તે અનવારૂદીનને હરાવી કર્ણાટકનો નવાબ થયો. અનવારૂદીનની હાર થવાથી તેનો છોકરો મહમદઅલ્લી ત્રિચિનાપોલી નાસી ગયો. ચંદા સાહેબે ફ્રેન્ચોની મદદ લઇ ત્રિચિનાપોલીમાં મહમદઅલ્લીપર હુમલો કીધો. મહમદઅલ્લીએ અંગ્રેજો, મરેઠા, માઇસોર તથા તંજોરના રાજાની મદદથી ચંદાસાહેબને હરાવ્યો. ચંદાસાહેબ આખરે તંજોરનું લશકર, જે મહમદઅલ્લીની મદદે આવ્યું હતું તેના સરદારને તાબે થયો. તે સરદારે એને ૧૭૫૨ માં મારી નાંખ્યો.

## નિઝામ ઉલ મુલ્ક.

એ ૧૬૪૪ માં જનમ્યો હતો. ઔરંગઝેબના એક માનીતા સરદારનો એ દીકરો હતો. એ સુની પંથનો હતો. એનું નામ ચીનકાલીચખાંન હતું, પણ એની બહાદુરીને લીધે એને અસફજાંહ અને નિઝામ ઉલ મુલ્ક એટલે રાજ્યનો બંદોબસ્ત કરનાર એવા ખેતાબ મળ્યા હતા. એ ઇતિહાસમાં નિઝામ ઉલ મુલ્કના નામથીજ જણાયલો છે. ૧૭૧૩ માં એ દક્ષિણનો સુબો થયો. પણ " પાદશાહ બનાવનાર " સૈયદોની અદેખાઇને લીધે એને થોડા વખતમાં ત્યાંથી ખસેડીને ગુજરાત અને માળવામાં મોકલવામાં આવ્યો, આથી નિઝામ અયોધ્યાના નવાબ સાથે મળી ગયો. તેણે સૈયદોને ૧૭૨૦ માં શાહપુરની લડાઈમાં હરાવ્યા અને તેમના દોરનો અંત આણ્યો. નિઝામ પોતે મોગલ શેહેનશાહ મહમદશાહનો વઝીર થયો. પાછળથી મહમદશાહની માઠી ચાલને લીધે એણે દક્ષણમાં પોતાનું સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. ૧૭૩૬ માં મરેઠાઓએ એને ભોપાલની લડાઈમાં હરાવ્યો, જેથી એને મરેઠાઓને કેટલીક જગા આપવી પડી. એ ૧૭૪૮ માં ૧૦૪ વરસની ઉમરે મરણ પામ્યો.

---

## ડુપ્લી.

ડુપ્લી ૧૭૩૧ માં ચંદ્રનગરના ફ્રેન્ચ ગવર્નર તરિકે હિંદુસ્તાનમાં આવ્યો. પછી ૧૭૪૧ માં હિંદુસ્તાનમાં ફ્રેન્ચ સંસ્થાનોનો તે ગવર્નર જેનરલ નિમાયો. લાબુર્ડોને નામના ફ્રેન્ચ સરદારની મદદથી એણે ૧૭૪૬ માં મદ્રાસ જીત્યું. અંગ્રેજોએ જ્યારે પોન્ડીચરીપર હુમલો કર્યો ત્યારે ડુપ્લીએ તેનો બહાદુરીથી બચાવ કર્યો.

એની મૂળ ધારણા હિંદુસ્તાનમાંથી અંગ્રેજોને હાંકી કાઢી, ફ્રેન્ચ સત્તા વધારવાની હતી. આથી એણે અંગ્રેજોના થાણાં ઉપર ઘણી-વાર હુમલા કર્યા, પણ તેમાં તે ફાવ્યો નહીં. ૧૭૫૦ માં હૈદ્રાબાદ અને આર્કટના નવાબને મદદ કરી તેમને ગાદીએ બેસાડયા. એની બાહાદુરી અને કુનેહને લીધે આ વખતે ફ્રેન્ચ લોકો હિંદુસ્થાનમાં સર્વથી સરેસ ગણાવા લાગ્યા. પોતાની ફતેહથી ફુલાઇ જઇને તેણે "દુપ્લી ફતેહ આબાદ" નામનો સ્તંભ ઉભો કીધો. પાછલુથી હિંદુસ્તાનમાં એના અંગ્રેજ હરીફ કલાઇવે એને ફાવવા દીધો નહીં. ફ્રેન્ચ લોકની સતા થોડા વખતમાંજ નબળી પડી ગઇ. આથી ૧૭૫૪ માં દુપ્લીને ફ્રાન્સ પાછો બોલાવી લીધો. એની ઉપર ફ્રેન્ચ સત્તાનો ગેર ઉપયોગ કરવાનું તોહોમત મુદી એને કેદ કર્યો. ૧૭૬૪ માં ઘણી ગરીબ હાલતમાં મરણ પામ્યો.

---

## બુસ્સી.

બુસ્સી એક બહાદુર ફ્રેન્ચ અમલદાર હતો. એ ૧૭૧૮ માં જનમ્યો હતો. એણે મરેઠાઓ સામે હેદ્રાબાદના નવાબ સલાબાં-તજંગને બે વાર મદદ કરી. બુસ્સિની સારી સેવાના બદલામાં નિઝામે ફ્રેન્ચોને ઊત્તર સરકારનો મુલક આપ્યો. એ મુલક પાછ-લથી અંગ્રેજ સરદાર કર્નલ હોર્ડે જીતી લીધો. ૧૭૫૯ માં વાંડિ-વાશની લડાઇમાં બુસ્સિ અંગ્રેજોને હાથે હાર્યો અને કેદ પકડાયો. થોડા વખતમાં તે છુટો થયો. અને ફ્રાન્સ ગયો. ફ્રાન્સમાં ઘણાં વરસ રહયા પછી ટીપુને અંગ્રેજો સામે મદદ કરવાને એ પાછો હિંદુસ્તાનમાં આવ્યો, પણ આવી પુગા પછી બીજેજ દિવસે કર્ણા-ટકમાં ૧૭૮૩ માં મરણ પામ્યો.

# ફાઉન્ટ ડી લાલી.

એ જાતે આઇરીશમેન હતો. પણ ફ્રેન્ચ લશકરમાં નોકરી રહયો હતો. એની હુશીયારીને લીધે ૧૭૫૮ માં એ હિંદુસ્તાનમાં પોન્ડીચરીનો હાકેમ થઇને આવ્યો. એણે આવતાંને વાર ફોર્ટ સેન્ટ દેવિડ જીતી લઇ તેને તોડી નાંખ્યો. પછી ફોર્ટ સેન્ટ જયોર્જપર હુમલો કીધો, પણ મેજર લોરેન્સે તેને હાંકી કાઢયો. ૧૭૬૦ માં અંગ્રેજ સરદાર કર્નલ કૂટે લાલી અને બુસ્સિને વાંડિવાશ આગળ હરાવ્યા. પછી અંગ્રેજોએ પોન્ડીચરી જીતી લીધું. લાલી કેદ પકડાયો. એવામાં અંગ્રેજ અને ફ્રેન્ચ વચ્ચે સલાહ થવાથી સઘળા કેદીઓને છોડી મેલ્યા તેમાં એ પણ છુટો થયો. એના વખતમાં ફ્રેન્ચ સત્તા તદન જતી રહી, તેથી જ્યારે એ ફ્રાન્સ ગયો ત્યારે એના ઉપર ફ્રેન્ચ સંસ્થાનો ખોવાનું તોહોમત મુકી, એને ૧૭૬૬ માં ફાંસી દીધી.

---

# લોર્ડ કલાઇવ.

એ ૧૭૨૫ માં જનમ્યો હતો. ૧૭૪૦ માં નાની વયે હિંદુસ્તાનમાં ઇસ્ત ઇન્ડિયા કમ્પનીમાં કારકુન તરીકે આવ્યો. પણ એ નોકરી એને ગમી નહીં, તેથી થોડા વખતમાં એ લશકરમાં જોડાયો. કર્ણાટકની લડાઇ વખતે યુક્તિ અને બાહાદુરીથી આર્કટ જીત્યું, ત્યારથી એ જાહેરમાં આવ્યો. ૧૭૫૧ માં કલાઇવે ચંદા સાહેબના દીકરા રાજાસાહેબને આર્નિ અને કોવરેપાકની લડાઈમાં હરાવ્યો. એ પછી "દુપ્લી ફતેહ આબાદ" નો સ્તંભ તોડી નાંખ્યો. ૧૭૫૩ માં ઇંગ્લાંડ

ગયો, ને ત્યાં ઘણું માન પામ્યો. ૧૭૫૬ માં ફોર્ટ સેન્ટ દેવિડનો હાકેમ થઈ હિંદુસ્તાન પાછો આવ્યો. મદ્રાસની સરકારે એને બંગાળાના નવાબ સુરાજાદૌલા સામે "અંધારી કોટડીનું" વેર લેવા મોકલ્યો. કલાઇવે કલકત્તા પાછું જીતી લઇ, નવાબને સલાહ કરવાની ફરજ પાડી. સુરાજાદૌલા ફ્રેન્ચો સાથે મળી જઈ અંગ્રેજો સામે કાવત્રાં કરતો જણાયો, તેથી કલાઇવે સુરાજાદૌલાને ૧૭૫૭ માં પ્લાસીની લડાઇમાં હરાવી, હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજનો પાયો નાંખ્યો. ૧૭૬૦ માં કલાઇવ બીજીવાર ઇંગ્લાંડ ગયો. ૧૭૬૫ માં કલાઇવને બંગાલામાં સુધારા કરવાને હિંદુસ્તાનમાં પાછો મોકલ્યો. એણે બંગાળા, બાહાર અને ઓરિસ્સા અંગ્રેજી રાજ સાથ જોડી નાંખ્યાં. સરકારી નોકરોને વેપાર કરવાની મના કરી તેમનો પગાર વધારી આપ્યો. ૧૭૬૭ માં એ ઇંગ્લાંડ ગયો, ત્યાં એના દૃશમનોએ એના ઉપર ઘણાંએક તોહોમત મુકયાં પણ તે સાબિત થયાં નહી. ૧૭૭૪ માં એ આપઘાત કરી મરણ પામ્યો.

---

## મેજર લોરેન્સ.

અંગ્રેજી ઇસ્ટ ઈન્ડિયા કમ્પનીમાં મેજર લોરેન્સ એક ઘણો બાહોશ અમલદાર હતો. એ ૧૭૪૮ માં હિંદુસ્તાનમાં આવ્યો. આવતાંનેવાર ફ્રેન્ચ લોકો સાથે લડાઈમાં ગુંઠાયો. એ કલાઇવનો જોડયો હતો. ફ્રેન્ચ લોકો સાથની લડાઈમાં એ હાર્યો અને કેદ પકડાયો, પણ પાછલથી એની ફતેહ થઈ. ૧૭૪૯ માં એણે તંજોરના રાજા શાહુને તેના ભાઈ પ્રતાપસિંહ સામે મદદ કરી. શાહુને તેની ગાદી પાછી અપાવી. આથી શાહુએ ખુશી થઇને

અંગ્રેજોને દેવીકોટ આપી દીધું. ૧૭૫૨ માં ફ્રેન્ચોને ત્રિચિનાપોલી નજદીક બાહુરની લડાઇમાં હરાવ્યા. ૧૭૫૫ માં ફ્રેન્ચ લોકોએ ત્રિચિનાપોલીપર હુમલો કર્યો. પણ મેજર લોરેન્સે તેમને મારી કાઢ્યા. ૧૭૫૮ માં જ્યારે લાલીએ મદ્રાસ પર ઘેરો ઘાલ્યો, લારેન્સે એણે એવીજ બાહાદુરી દેખાડી. ૧૭૫૯ માં એ માંદો પડી ઇંગ્લાંડ ગયો જ્યા તે ૧૭૭૫ માં મરણ પામ્યો.

---

## હૈદરઅલ્લી.

હૈદર ૧૭૦૨ માં ગરીબ માબાપને પેટે જનમ્યો હતો. એ અભણ પણ ચતુર અને બહાદુર હતો. એ માઇસોરના રાજાની નોકરીમાં પેહેલાં દાખલ થયો. પાછલથી લુટ અને દગાથી મોટું લશ્કર એકઠું કરી એ માઇસોરના રાજાને ધણી થયો પડયો. ૧૭૬૩ માં એણે બેડનોરનો કિલ્લો જીત્યો. ૧૭૬૬ માં એણે કાલીકટ જીત્યું હૈદરનું બળ દીનપરદીન વધતું જતું જોઇ મરેઠા અને નિઝામે સંપ કરી હૈદરનું રાજ જીતી લેવાનો વીચાર કરયો પણ હૈદરે તેમને લાંચ આપી પોતાની પક્ષમાં લઇ લીધા. હૈદરે હવે અંગ્રેજના રાજપર હુમલો કરયો, પણ અંગ્રેજ સરદાર સ્મિથે ચંગામ અને ત્રીનોમાલીની લડાઇમાં હરાવ્યો. ૧૭૮૦ માં હૈદરે અંગ્રેજ સરદાર કર્નલ બેલીને પોલીલોરની પેહેલી લડાઇમાં હરાવ્યો. પણ ૧૭૮૧ માં સર આયરકુટે તેને શોલીંગર, પોલીલોરની બીજી અને પોર્ટોનોવોની લડાઈઓમાં હરાવ્યો. ૧૭૮૨ માં હૈદરે તેલીચરીપર હુમલો કીધો, પણ ત્યાંના લોકોએ તેનો બહાદુરીથી બચાવ કરયો. હૈદર ૧૭૮૨ માં ૮૦ વરસની ઉમરે ચિતોડમાં મરણ પામ્યો.

---

# ટીપુ.

ટીપુ હૈદરનો છોકરો હતો. એ ૧૭૪૯ માં જનમ્યો હતો. ગાદીએ આવ્યાં પેહેલાં એ પોતાના બાપની સાથે લડાઇમાં સામેલ થતો હતો. એ પોતાના બાપના જેવો ઘણો બહાદુર અને લડાયક હતો. પણ હૈદરથી ઊલટી રીતે એ ધર્મ સંબંધી જુલમ ગુજારતો હતો. અંગ્રેજોનો તે કટો વેરી હતો. એણે કર્નલ બેલીના લશ્કરને ઠગાઇથી ઘેરી લઇ તેને ભારે દુઃખ દીધું. હૈદરના મરણ પછી ૧૭૮૨ માં એ ગાદીએ બેઠો. એણે અંગ્રેજો સામે લડાઈ ચાલુ રાખી. આથી જેનરલ મેથ્યુસે એનો બેડનોરનો કિલ્લો જીતી લીધો. ટીપુએ તે પાછો લીધો, અને મેથ્યુસ સરદારને કેદ પકડયો. અંગ્રેજો મોટાં લશકર સાથે એના રાજપર ચઢી ગયા. ત્યારે ટીપુએ માંગલોર આગળ સલાહ કરી. જેથી માઇસુરની બીજી લડાઇનો અંત આવ્યો. સલાહ કરવા છતાં એની લડાઇની તૈયારી કીધી, કારણ કે અંગ્રેજોને તે ઘણોજ ધિકકારતો હતો. ત્રાવનકોરનો રાજા જે અંગ્રેજોને મિત્ર હતો તેના ઊપર ટીપુએ અંગ્રેજોના ના કહેવા છતાં હુમલો કીધો આથી ગવર્નર જેનરલ લોર્ડ કોર્નવોલિસે નિઝામ તથા મરેઠા સાથ મલી જઈ ૧૭૯૧ માં બેંગ્લોર લઈ લીધું. ટીપુને અરિકેરાની લડાઈમાં હરાવ્યો. પછી કોર્નવોલિસે શીરીંગાપટણપર હુમલો કર્યો. ટીપુએ આથી ગભરાઈને શીરીંગાપટણ આગળ સલાહ કીધી. આ સલાહથી ટીપુને પોતાનું અર્ધું રાજ અંગ્રેજોને આપવું પડયું. જામાનગીરીદાખલ પોતાના બે દીકરાને અંગ્રેજોને સ્વાધીન કરવા પડયા. આવી સખત રીતે હારી ખાવા છતાં એ ફ્રેન્ચો સાથે મળી પાછો કાવત્રાં કરતો જણાયો. અંગ્રે-

જોએ પાછી લડાઇ કરી. ટીપુ ૧૭૯૯ માં સદાસિર, માલ્વેલી અને પછી શીરીંગાપટણની લડાઇમાં હાર્યો અને પોતાના શેહેરનો બચાવ કરતાં તે માર્યો ગયો.

---

## સુરાજાદૌલા.

એ બંગાળા, બાહર અને ઓરિસાના નવાબ હતો એ અંગ્રેજોને ઘણો ધિક્કારતો હતો. ૧૭૫૬ માં એણે કલકત્તા ઊપર હુમલો કીધો. ૧૪૬ અંગ્રેજોને એણે અંધારી કોહડીમાં ગોંધ્યા. જેમાંથી ૧૨૩ મરી ગયા. આથી કરીને કલાઇવે એને હરાવી સલાહ કરવાની ફરજ પાડી. એ અંગ્રેજો સાથે લડવાને છુપી તૈયારી કરતો જણાયો. કલાઇવે તેથી એના સેનાપતિ મિરજાફર સાથે મળી જઇ એને ૧૭૫૭ માં પ્લાસીના મેદાનમાં હરાવ્યો. સુરાજાદૌલા નાસી ગયો, પણ મિરજાફરના છોકરા મિરાને તેને પકડી મારી નાંખ્યો.

---

## રણજીતસિંહ.

પંજાબનો શીખ રાજા રણજીતસિંહ ૧૭૮૦ માં જનમ્યો હતો. એના વખતમાં પંજાબમાં જુદાં જુદાં નાના રાજ્યો હતાં. એ રાજ્યો માંહોમાંહે લડતાં હતાં. રણજીતસિંહ તે બધાને જીતી એકજ બળવાન રાજ્ય સ્થાપ્યું. અહમદશાહ અબદલીના પૌત્ર ઝમાનશાહે રણજીતસિંહની બાહાદુરી જોઈ તેને લાહોરનો હાકેમ નિમ્યો. રણજીતસિંહ પોતાની બહાદુરીની રફતે રફતે તે જગ્યાનો

ધણી થયો. ૧૮૦૯ માં લોર્ડ મિન્ટોએ સર ચાર્લ્સ મેતકાફને એની સાથે સલાહ કરવા મોકલ્યો. આ સલાહથી તેણે રુશિયનોને પોતાના મુલકમાંથી પસાર નહીં થવા દેવાને કબુલ્યું. એ કબુલાત તે મુઓ ત્યાંસુધી તેણે તોડી નહીં. અફ્ગાનિસ્તાનની લડાઇ વખતે એણે અંગ્રેજોને ઘણી મદદ કરી હતી. એને "પંજાબનો સિંહ" કેહેતા હતા, કારણકે એ ઘણો બહાદુર હતો. ૧૮૩૯ માં એ મરણ પામ્યો.

---

## હિંદુસ્તાનમાં રાજ કરી ગયલાં જુદાં જુદાં વંશના રાજાઓના વંશાવળી.

### ગુલામી વંશ ૧૨૦૬–૧૨૯૦

| | | |
|---|---|---|
| ૧. કુતબુદીન | ... ... | ૧૨૦૬–૧૨૧૦ |
| ૨. આરામ | ... ... | ૧૨૧૦–૧૨૧૧ |
| ૩. અલ્તમસ | ... ... | ૧૨૧૧–૧૨૩૬ |
| ૪. રૂકનુદીન | ... ... | ૧૨૩૬–૧૨૩૬ |
| ૫. રજીઆબેગમ | ... | ૧૨૩૬–૧૨૩૯ |
| ૬. બેહેરામ | ... ... | ૧૨૩૯–૧૨૪૧ |
| ૭. મસુદ | ... ... | ૧૨૪૧–૧૨૪૬ |
| ૮, નાસીરૂદીન ... | ... | ૧૨૪૬–૧૨૬૫ |
| ૯. ગ્યાસુદીન બલબન | ... | ૧૨૬૫–૧૨૮૭ |
| ૧૦ કૈકુબાદ | ... ... | ૧૨૮૭–૧૨૯૦ |

---

## ખિલજી વંશ ૧૨૯૦-૧૩૨૦.

૧. જલાલુદીન ખિલજી ... ૧૨૯૦-૧૨૯૫
૨. અલાઉદીન... ... ૧૨૯૫-૧૩૧૫
૩. ઉમર ... ... ૧૩૧૫-૧૩૧૬
૪. મુબારક ... ... ૧૩૧૬-૧૩૨૦
૫. ખુશરૂ ... ... ૧૩૨૦-૧૩૨૦

---

## તઘલખ વંશ ૧૩૨૦-૧૪૧૨.

૧. ગ્યાસુદીન તઘલખ ... ૧૩૨૦-૧૩૨૫
૨. મહમદ તઘલખ ... ૧૩૨૫-૧૩૫૧
૩. ફિરોજશાહ... ... ૧૩૫૧-૧૩૮૮
૪. ગ્યાસુદીન બીજો ... ૧૩૮૮-૧૩૮૯
૫. અબુબકર ... ... ૧૩૮૯-૧૩૮૯
૬. નાસિરૂદીન... ... ૧૩૮૯-૧૩૯૨
૭. સિકંદર ... ... ૧૩૯૨-૧૩૯૨
૮. મહમદ બીજો ... ૧૩૯૨-૧૪૧૨

---

## સૈયદ વંશ ૧૪૧૪-૧૪૫૦.

૧. સૈયદ ખીજરખાં ... ૧૪૧૪-૧૪૨૧
૨. સૈયદ મુબારક ... ૧૪૨૧-૧૪૩૫
૩. સૈયદ મહમદ ... ૧૪૩૫-૧૪૪૪
૪. સૈયદ આલમ ... ૧૪૪૪-૧૪૫૦

---

## લોદીવંશ ૧૪૫૦-૧૫૨૬.

૧. બહલોલ લોદી ... ૧૪૫૦-૧૪૮૮
૨. સિકંદર લોદી ... ૧૪૮૮-૧૫૧૭
૩. ઇબ્રાહીમ લોદી ... ૧૫૧૭ ૧૫૨૬

---

## અફગાન વંશ ૧૫૪૦-૧૫૫૬.

૧. શિરશાહ ... ... ૧૫૪૦-૧૫૪૫
૨. સલીમશાહ... .. ૧૫૪૫-૧૫૫૩
૩. ફિરોઝ ... ... ૧૫૫૩-૧૫૫૩
૪. મહમદ આદિલશાહ ... ૧૫૫૩-૧૫૫૫
૫. ઇબ્રાહીમ સુર ... ૧૫૫૫-૧૫૫૫
૬. સિકંદર સુર... ... ૧૫૫૫-૧૫૫૬

---

## મોગલ વંશ ૧૫૨૬-૧૮૫૭.

૧. બાબર ... ... ૧૫૨૬-૧૫૩૦
૨. હુમાયું ... ...૧૫૩૦-૧૫૪૦-૧૫૫૬-૧૫૫૬
૩. અકબર ... ... ૧૫૫૬-૧૬૦૫
૪. સલીમ ... ... ૧૬૦૫-૧૬૨૭
૫. શાહજહાં ... ... ૧૬૨૭-૧૬૫૮
૬. ઔરંગઝેબ ... ૧૬૫૮-૧૭૦૭
૭. શાહઆલમ ૧ લો ... ૧૭૦૭-૧૭૧૨
૮. જહાંદરશાહ ... ૧૭૧૨-૧૭૧૩

૯. ફરૂખશિર... ... ૧૭૧૩-૧૭૧૯
૧૦. મહમદશાહ ... ૧૭૧૯-૧૭૪૮
૧૧. અહમદશાહ ... ૧૭૪૮-૧૭૫૪
૧૨. આલમગીર ... ૧૭૫૪-૧૭૫૯
૧૩. શાહઆલમ બીજો ... ૧૭૫૯-૧૮૦૬
૧૪. અકબર બીજો ... ૧૮૦૬-૧૮૩૭
૧૫. મહમદ બહાદુરશાહ... ૧૮૩૭-૧૮૫૭

---

## મરેઠી રાજાઓ ૧૬૬૪-૧૮૪૮.

૧. શિવાજી ... ... ૧૬૬૪-૧૬૮૦
૨. સંભાજી ... ... ૧૬૮૦-૧૬૮૯
૩. રાજારામ ... ... ૧૬૮૯-૧૭૦૦
૪. શિવાજી બીજો ... ૧૭૦૦-૧૭૦૮
૫. શાહુ ... ... ૧૭૦૮-૧૭૪૮
૬. રામરાજા ... ... ૧૭૪૮-૧૭૭૭
૭. શાહુ બીજો ... ૧૭૭૭-૧૮૧૮
૮. પ્રતાપસિંહ ( બાલા
સાહેબ )... ... ૧૮૧૮-૧૮૪૦
૯. શાહાજી ( આપાસાહેબ ) ૧૮૪૦-૧૮૪૮

---

## પેશ્વાઓ ૧૭૧૪-૧૮૧૮.

૧, બાલાજી વિશ્વનાથ ... ૧૭૧૪-૧૭૨૦
૨, બાજીરાવ ... ... ૧૭૨૦-૧૭૪૦

| | | |
|---|---|---|
| ૩. બાલાજી બાજીરાવ | ... | ૧૭૪૦-૧૭૬૧ |
| ૪. માધવરાવ... | ... | ૧૭૬૧-૧૭૭૨ |
| ૫. નારાયણરાવ | ... | ૧૭૭૨-૧૭૭૩ |
| ૬. રઘુનાથરાવ | ... | ૧૭૭૩-૧૭૭૪ |
| ૭. માધવરાવ નારાયણ અથવા સવાઇ માધવરાવ ... | | ૧૭૭૪-૧૭૯૫ |
| ૮. બાજીરાવ બીજો | ... | ૧૭૯૫-૧૮૧૮ |

---

## ગવર્નર જેનરલની વંશાવળી.

### ઇસ્ટ ઇન્ડિયા કમ્પનીના અમલમાં ૧૭૭૪ થી ૧૮૫૮ સુધી હિંદુસ્તાનનાં ગવર્નર જેનરલ.

| | | |
|---|---|---|
| ૧. વોરન હેસ્તિંગ્સ | ... | ૧૭૭૪-૧૭૮૫ |
| ૨. લોર્ડ કાર્નવોલીસ | ... | ૧૭૮૬-૧૭૯૩ |
| ૩. સર જોન શોર | ... | ૧૭૯૩-૧૭૯૮ |
| ૪. લોર્ડ મોર્નિંગટન | ... | ૧૭૯૮-૧૮૦૫ |
| ૫. લોર્ડ કાર્નવોલીસ (બીજી વાર) ... | ... | ૧૮૦૫-૧૮૦૫ |
| (સર જ્યોર્જ બારલો—૧૮૦૫-૧૮૦૭) | | |
| ૬. લોર્ડ મિન્ટો | ... | ૧૮૦૭-૧૮૧૩ |
| ૭. લોર્ડ હેસ્તિંગ્સ | ... | ૧૮૧૪-૧૮૨૩ |
| ૮. લોર્ડ એમહર્સ્ટ | ... | ૧૮૨૩-૧૮૨૮ |
| ૯. લોર્ડ વિલ્યમ બેન્ટિંક | ... | ૧૮૨૮-૧૮૩૫ |

૧૦. લોર્ડ ઓકલેન્ડ ... ૧૮૩૬-૧૮૪૨
૧૧. લોર્ડ એલેનબરો ... ૧૮૪૨-૧૮૪૪
૧૨. લોર્ડ હાર્ડિંજ ... ૧૮૪૪-૧૮૪૮
૧૩. લોર્ડ ડેલહાઉસી ... ૧૮૪૮-૧૮૫૬.
૧૪. લોર્ડ કેનિંગ ... ૧૮૫૬-૧૮૫૮

## માહારાણીના અમલમાં હિંદુસ્તાનના વાઇસરોય અને ગવર્નર જેનરલ.

૧. લોર્ડ કેનિંગ ... ૧૮૫૮-૧૮૬૨
૨. લોર્ડ એલ્જિન ... ૧૮૬૨-૧૮ ૩
૩. લોર્ડ લોરેન્સ ... ૧૮૬૪-૧૮૬૯
૪. લોર્ડ મેયો... ... ૧૮૬૯-૧૮૭૨
૫. લોર્ડ નોર્થબ્રુક ... ૧૮૭૨-૧૮૭૬
૬. લોર્ડ લિટન... ... ૧૮૭૬-૧૮૮૦
૭. લોર્ડ રિપન... ... ૧૮૮૦-૧૮૮૪
૮. લોર્ડ ડફ્રિન... ... ૧૮૮૪-૧૮૮૮
૯. લોર્ડ લેન્સડાઉન ... ૧૮૮૮-૧૮૯૩
૧૦. લોર્ડ એલ્જીન (બીજો)... ૧૮૯૩-૧૮૯૯
૧૧. લોર્ડ કરઝન... ... ૧૮૯૯

# લડાઇઓ.

| વર્ષ ઇ. સ. પૂર્વે. | લડાઇનાં નામ. કોની વચ્ચે થઇ અને કોણ હાર્યો. |
|---|---|
| ૫૦૦૦ | પાણીપત (પેહેલી)—પાંડવ અને કૌરવ વચ્ચે. પાંડવ જીત્યા. |
| ૩૨૭ | જેલમ—સિકંદર તથા પોરસ રાજાની વચ્ચે. પોરસ હાર્યો. |
| ઇ. સ. | |
| ૧૦૨૪ | સોમનાથ—મહમુદ ગિઝનીએ ગુજરાતના રાજા ભીમને હરાવ્યો. |
| ૧૧૮૧ | પાણીપતની (બીજી)—મહમુદ ઘોરી અને પૃથુરાજ વચ્ચે, મહમુદ હાર્યો. |
| ૧૧૯૩ | સ્થાનેશ્વરની—મહમુદ ઘોરી અને પૃથુરાજ વચ્ચે પૃથુરાજ હાર્યો. |
| ૧૫૨૬ | પાણીપતની (ત્રીજી)—બાબર તથા ઇબ્રાહીમ લોદી વચ્ચે, ઇબ્રાહીમ હાર્યો. |
| ૧૫૨૭ | સિકરી—બાબર તથા મેવાડના રાણા સંગ વચ્ચે, સંગની હાર થઈ. |
| ૧૫૪૦ | કનોજ—હુમાયું તથા શિરશાહ વચ્ચે, હુમાયું હાર્યો. |
| ૧૫૫૬ | પાણીપતની (ચોથી)—હેમુ તથા બેહેરામખાંની વચ્ચે, હેમુ હાર્યો. |
| ૧૬૫૭ | કાશી—દારા અને સુજા વચ્ચે, સુજાની હાર થઇ. |
| ૧૬૫૭ | મુરાદ અને ઔરંગજેબે જસવંતસિંહને હરાવ્યો. |
| ૧૬૫૭ | આગ્રાની (પેહેલી)—ઔરંગજેબ અને મોરાદે દારાને હરાવ્યો. |

| ઇ. સ. | લડાઇના નામ. | કોની વચ્ચે થઇ અને કોણ હાર્યો. |
|---|---|---|
| ૧૭૧૩ | આગ્રાની ( બીજી ) | —જહાંદારશાહ તથા ફરૂખશિરની વચ્ચે, જહાંદારશાહની હાર થઈ. |
| ૧૭૩૪ | ડભોઇ | —બાજીરાવ પહેલા તથા ત્રિંબકરાવ ડાભાડેની વચ્ચે, ડાભાડે હાર્યો. |
| ૧૭૩૮ | કર્નાલ | —નાદિરશાહે મોગલ ફોજને હરાવી. |
| ૧૭૪૧ | અંબુરની | -મરેઠા તથા નવાબ દોસ્ત અલ્લી વચ્ચે, દોસ્તઅલ્લી હાર્યો. |
| ૧૭૪૮ | સરહિંદ | —મોગલોએ અહમદશાહ અબદલીને હરાવ્યો. |
| ૧૭૫૧ | આર્નો | —કલાઇવે રાજાસાહેબને હરાવ્યો. |
| ૧૭૫૭ | પ્લાસી | —કલાઇવે સુરાજાદૌલાને હરાવ્યો. |
| ૧૭૬૦ | વાંદિવોશ | —કર્નલ કૂટે લાલી અને બુસિસને હરાવ્યા. |
| ૧૭૬૦ | ઉડગીર | —સદાશિવરાવ તથા નિઝામ વચ્ચે, નિઝામ હાર્યો. |
| ૧૭૬૧ | પાણીપતની ( પાંચમી ) | —અહમદશાહ અબદલી તથા સદાશિવરાવ વચ્ચે, મરેઠા હારયા. |
| ૧૭૬૩ | ઘેરીઆ | —અંગ્રેજોએ મીરકાસમને હરાવ્યો. |
| ૧૭૬૪ | બકસર | —મેજર મનરોએ સુજાદૌલાને હરાવ્યો. |
| ૧૭૬૪ | કાલ્પી | —જેનરલ કર્ણાકે સુજાદૌલાને હરાવ્યો. |
| ૧૭૬૭ | ત્રિનોમાલી | —કર્નલ સ્મિથે હૈદરને હરાવ્યો. |
| ૧૭૬૭ | ચંગામ | —કર્નલ સ્મિથે હૈદરને હરાવ્યો. |
| ૧૭૭૨ | ચેરકુલી | —માધવરાવ પેશ્વાએ હૈદરને હરાવ્યો. |
| ૧૭૭૫ | આરાસ | —કર્નલ કીટિંગે મરેઠાને હરાવ્યા. |
| ૧૭૮૦ | પોલીલોરની ( પેહેલી ) | —હૈદરે કર્નલ બેલીને હરાવ્યો. |
| ૧૭૮૧ | પોર્તોનોવો | —કૂટે હૈદરને હરાવ્યો. |
| ૧૭૮૧ | પોલીલોરની ( બીજી ) | —કૂટે હૈદરને હરાવ્યો. |
| ૧૭૮૧ | શોલીંગર | —કૂટે હૈદરને હરાવ્યો. |

ઈ. સ. લડાઈના નામ. કોની વચ્ચે થઇ અને કોણ હારયો.

૧૭૯૧ અરિકેરા—લોર્ડ કોર્નવોલીસે ટીપુને હરાવ્યો.

૧૭૯૯ સદાસિર—જેનરલ સ્ટુઅર્ટે ટીપુને હરાવ્યો.

૧૭૯૯ માલ્વેલી—જેનરલ હેરિસે ટીપુને હરાવ્યો.

૧૭૯૯ શ્રીરંગપટણ—અંગ્રેજે ટીપુને હરાવ્યો. ટીપુ મારયો ગયો.

૧૮૦૩ એસે અને આરાગામ—જેનરલ વેલેસ્લીએ દોલતરાવ સિંધિઆ તથા રાઘોજી ભોંસલેને હરાવ્યા.

૧૮૦૩ લાસવારી—જેનરલ લેકે સિંધિઆને હરાવ્યો.

૧૮૦૩ દિલ્હી—જેનરલ લેકે સિંધિયાને હરાવ્યો.

૧૮૦૩ આગ્રા—જેનરલ લેકે મરેઠાને હરાવ્યો.

૧૮૦૪ મુકુંદ્રા—હોલ્કરે કર્નલ મોન્સનને હરાવ્યો.

૧૮૦૪ દીગ—જેનરલ ફ્રેઝરે જસવંતરાવ હોલ્કરને હરાવ્યો.

૧૮૦૪ ફરૂકાબાદ લોર્ડ લેકે હોલ્કરને હરાવ્યો.

૧૮૧૬ મકવાનપુર—ઓકતરલોનીએ ગુરખાઓને હરાવ્યા.

૧૮૧૭ ખડકી—કર્નલ ફોર્ડે પેશ્વા બાજીરાવ બીજાને હરાવ્યો.

૧૮૧૭ સિતાબલ્દી, નાગપુર અને જબલપુર—એ ત્રણે લડાઇમાં અંગ્રેજોએ આપાસાહેબને હરાવ્યો.

૧૮૧૭ માહિદપુર—જેનરલ હિસ્લોપે હોલ્કરને હરાવ્યો.

૧૮૧૮ કોરેગામ—અંગ્રેજોએ પેશ્વાને હરાવ્યો.

૧૮૧૮—આસ્ટે—અંગ્રેજોએ મરેઠી સરદાર ગોખલેને હરાવ્યો.

૧૮૨૫ પ્રોમ—અંગ્રેજોએ બ્રહમી ફોજને હરાવી.

૧૮૨૬ પેધામ—અંગ્રેજ સરદાર કેમ્પબેલે બ્રહમી ફોજને હરાવી.

૧૮૪૦ પરવાન—જેનરલ સેલે દોસ્તમહમદને હરાવ્યો.

૧૮૪૩ મિયાની—સર ચાર્લ્સ નેપીઅરે સિંધના અમીરોને હરાવ્યા.

| ઇ. સ. | લડાઇના નામ. કોની વચ્ચે થઇ અને કોણ હાર્યો. |
|---|---|
| ૧૮૪૩ | હૈદ્રાબાદ—સર ચાર્લ્સ નેપીઅરે સિંધના અમીરોને હરાવ્યા. |
| ૧૮૪૩ | મહારાજપુર—સર હ્યુ ગોફે મરેઠાને હરાવ્યા. |
| ૧૮૪૩ | પનિયાર—જેનરલ ગ્રેએ મરેઠાને હરાવ્યા. |
| ૧૮૪૫ | મુદકી—સર હ્યુ ગોફે શીખ લોકોને હરાવ્યા. |
| ૧૮૪૬ | બદ્દીવાલ—શીખ સરદાર ગુલાબસિંગે સર હેરી સ્મિથને હરાવ્યો. |
| ૧૮૪૬ | અલિવાલ—સર હેરી સ્મિથે શીખને હરાવ્યા. |
| ૧૮૪૬ | સોબ્રાઓન—સર હ્યુ ગોફે શીખ લોકોને હરાવ્યા. |
| ૧૮૪૯ | ચિલીઅનવાલા—લોર્ડ ગોફે શીખ લોકોને હરાવ્યા. |
| ૧૮૪૯ | ગુજરાત—લોર્ડ ગોફે શીખ લોકોને હરાવ્યા. |
| ૧૮૮૦ | મેવાંડ—અફ્ગાનોએ અયુબખાનની સરદારી તળે અંગ્રેજોને હરાવ્યા. |

---

## ઇ. સ. પૂર્વે. મુખ્ય બીનાઓ વર્ષ સાથે.

| | |
|---|---|
| ૫૧૮ | ઇરાનના રાજા દારાએ હિંદુસ્તાન ઉપર ચઢાઈ કીધી. |
| ૩૨૭ | મહાન સિકંદરની ચઢાઇ. |
| ઇ. સ. | |
| ૧૦૩૦ | મહમદ ગિઝની મરણ પામ્યો. |
| ૧૧૮૬ | ગિઝની વંશની સમાપ્તિ થઇ. |
| ૧૨૦૬ | ગખકર જાતના જંગલી લોકોએ મહમદ ઘોરીને મારી નાંખ્યો. |
| ૧૨૧૭ | મોગલ સરદાર જંઘીસખાંની ચઢાઇ. |
| ૧૨૯૦ | ગુલામી વંશની સમાપ્તિ થઈ. |
| ૧૨૯૪ | અલાઉદીને દક્ષિણપર ચઢાઇ કરી. |

ઇ. સ.

૧૨૯૭ અલાઉદીને ગુજરાત જીત્યું.

૧૩૦૩ અલાઉદીને ચિતોડ હાથ કર્યું.

૧૩૧૫ અલાઉદીન મરણ પામ્યો; ઊમર ગાદીએ બેઠો.

૧૩૨૨ ખિલજી વંશની સમાપ્તિ થઇ.

૧૩૫૧ મહમદ તઘલખ ઠઠ્ઠા શેહેરમાં મરણ પામ્યો. ફિરોજશાહ ગાદીએ [ બેઠો.

૧૩૯૮ તૈમુરલંગ દિલ્લીપર ચઢી આવ્યો.

૧૪૧૨ તઘલખ વંશની સમાપ્તિ થઇ.

૧૪૫૦ સૈયદ વંશની સમાપ્તિ થઈ.

૧૪૬૯ શીખ લોકોનો ધર્મ સ્થાપનાર નાનક જનમ્યો.

૧૪૮૨ બાબર જનમ્યો.

૧૪૮૭ બાર્થોલોમો ડિયાસે કેપ ઓફ ગુડ હોપની પ્રદક્ષિણા કરી.

૧૪૯૨ કોલમ્બસે અમેરિકા શોધી કાઢયો.

૧૪૯૮ વાસ્કોડિગામા કાલીકટ બંદરે ઊતર્યો.

૧૫૦૫ થી ૧૫૦૯ ફ્રાન્સિસકો આલમિડા પહેલો પોર્તુગીઝ સુબો નિમાયો.

૧૫૦૭ હુમાયું જનમ્યો.

૧૫૦૯ થી ૧૫૧૫ આલફ્રાન્સો આલબુકર્ક સુબો નિમાયો.

૧૫૧૦ આલફાન્સોએ ગોવા તથા ઓરમઝ જીત્યા.

૧૫૧૧ આલફ્રાન્સોએ મલાકકા જીતી લીધું.

૧૫૧૫ આલફાન્સો ગોવા આગળ મરણ પામ્યો.

૧૫૨૬ લોદી વંશનો અંત આવ્યો; બાબર ગાદીએ બેઠો. મોગલ વંશ [ સ્થાપ્યું.

૧૫૨૮ ચંદેરીનો ઘેરો.

૧૫૩૦ બાબર મરણ પામ્યો. હુમાયું ગાદીએ બેઠો.

૧૫૩૫ હુમાયુંએ ચાંપાનેરનો કિલ્લો જીતી લીધો.

૧૫૩૯ નાનક મરણ પામ્યો.

ઈ. સ.

૧૫૪૦ કનોજની લડાઇમાં શિરશાહે હુમાયુંને હરાવ્યો.
૧૫૪૩ અકબર અમરકોટ આગળ જનમ્યો.
૧૫૪૪ હુમાયું ઇરાન ગયો.
૧૫૪૫ શિરશાહ મરણ પામ્યો, સલીમશાહ ગાદીએ બેઠો.
૧૫૫૫ હુમાયુંએ ગાદી પાછી મેળવી.
૧૫૫૬ હુમાયુ મરણ પામ્યો, અકબર ગાદીએ બેઠો.
૧૫૬૦ અકબરે બેરામના હાથમાંથી રાજસત્તા લઇ લીધી.
૧૫૬૭ અકબરે ચિતોડ જીતી લીધું; સલીમ જનમ્યો.
૧૫૭૩ અકબરે ગુજરાત વશ કર્યું.
૧૫૭૬ અકબરે બંગાળા પાછું જીતી લીધું.
૧૫૮૬ અકબરે કાશ્મીર સર કર્યું.
૧૫૯૨ અકબરે સિંધ જીતી લીધું.
૧૫૯૪ અકબરે કંદાહાર જીતી લીધું, શાહજહાં જનમ્યો.
૧૫૯૮ અહમદનગરની રાણી ચાંદબીબી મરણ પામી.
૧૬૦૦ અંગ્રેજી "ઈસ્ટ ઇંડીયા કમ્પની" ઉભી થઇ.
૧૬૦૫ અકબર મરણ પામ્યો. સલીમ ગાદીએ બેઠો.
૧૬૧૧ જાહાંગીર નુરજાંહ સાથે પરણ્યો.
૧૬૧૨ અંગ્રેજોએ સુરત, અમદાબાદ, ખંભાત અને મછલીપટણમાં કોઠી સ્થાપી.
૧૬૧૫ ઇંગ્લંડના પેહેલા જેમ્સ રાજા તરફથી સર ટામસ રો સલીમના દરબારમાં આવ્યો.
૧૬૨૩ એમ્બોઇનાના ટાપુમાં વલંદા લોકે અંગ્રેજોને કતલ કીધા.
૧૬૨૭ જહાંગીર મરણ પામ્યો. શાહજહાં ગાદીએ બેઠો.
૧૬૨૭ શિવાજી સ્યુનરીના કિલ્લામાં જનમ્યો.

ઇ. સ.

૧૬૩૭ શાહજહાંએ અહમદનગર ખાલસા કર્યું.
૧૬૩૯ અંગ્રેજલોકે ફોર્ટ સેંટ જ્યોર્જનો કિલ્લો બાંધ્યો.
૧૬૫૭ શાહજહાં માંદો પડયો.
૧૬૫૮ ઔરંગઝેબ ગાદીએ બેઠો.
૧૬૫૯ શિવાજીએ અફઝુલખાંનને મારી નાંખ્યો.
૧૬૬૧ ઔરંગઝેબ મોરાદને મારી નાંખ્યો.
૧૬૬૨ ઇંગ્લાંડના રાજા બીજા ચાર્લ્સને પોર્તુગાલના રાજા પાસેથી [ મુંબઇનો બેટ મલ્યો.
૧૬૬૪ મરાઠાનો રાજા શિવાજી થયો.
૧૬૬૪ ફ્રેન્ચો હિંદુસ્થાનમાં પેહેલ વેહેલા આવ્યા.
૧૬૬૪ શિવાજીને રાયગડમાં રાજ્યાભિષેક થયો.
૧૬૬૬ શાહજહાં મરણ પામ્યો.
૧૬૬૮ ઇસ્ટ ઇંડીયા કંપનીને મુંબઇ મલ્યું.
૧૬૮૦ શિવાજી મરણ પામ્યો, સંભાજી ગાદીએ બેઠો.
૧૬૮૮ ફ્રેન્ચોએ ચંદ્રનગર શેહેર વસાવ્યું
૧૬૯૧ અંગ્રેજોએ ફોર્ટ સેન્ટ દેવિડ બાંધ્યો.
૧૭૦૦ અંગ્રેજોએ ફોર્ટ વિલિયમ બાંધ્યો, ૧૭૦૨ હૈદર જનમ્યો.
૧૭૦૭ ઔરંગઝેબ અહમદનગરમાં મરણ પામ્યો.
૧૭૦૮ "યુનાઇટેડ ઇસ્ટ ઇન્ડીઆ કમ્પની" ઉભી થઇ.
૧૭૨૪ નિઝામ-ઉલ-મુલક દક્ષિણમાં સ્વતંત્રપણે રાજ કરવા લાગ્યો.
૧૭૨૫ કલાઇવ જનમ્યો.
૧૭૩૮ નાદિરશાહની દીલ્હી ઉપર ચઢાઇ.
૧૭૪૧ મરેઠાએ ચંદા સાહેબને સતારાના કિલ્લામાં કેદ કીધો.
૧૭૪૨ ડુપ્લે પોન્ડીચરીનો હાકેમ થયો.

ઈ. સ.

૧૭૪૩ કલાઇવ મદ્રાસ આવ્યો.
૧૭૪૬ ફ્રેન્ચોએ ફોર્ટ સેન્ટ જ્યોજ તથા દેવિડપર હુમલો કરયો.
૧૭૫૦ આર્કટમાં તેમજ હૈદ્રાબાદમાં ગાદી બાબત લડાઇ ચાલી.
૧૭૫૧ કલાઇવે આર્કટ ઘેરો ઘાલી લઇ લીધું.
૧૭૫૧ ડુપ્લીએ "ડુપ્લી ફતેહ આબાદ" વસાવ્યું.
૧૭૫૨ ચંદા સાહેબને તંજોરના લશ્કરે મારી નાંખ્યો.
૧૭૭૬ સુરાજાદૌલા બંગાળા, બાહાર, અને ઓઢીઆનો નવાબ થયો.
૧૭૫૬ સુરાજાદૌલાએ કાસીમ બજાર લુટયું.
૧૭૫૬ અંધારી કોઠડી ( બ્લેક હોલ ) માં ૧૪૬ અંગ્રેજોને ગોંધ્યા.
૧૭૬૧ હૈદર માઇસૂરનો ધણી થયો.
૧૭૬૪ ડુપ્લી મરણ પામ્યો, ૧૭૬૫ મિરજાફર મરણ પામ્યો.
૧૭૬૭ કલાઇવ છેલ્લીવાર હિંદુસ્તાન છોડી ગયા.
૧૭૭૩ "રેગ્યુલેટીંગ એકટ" પસાર થયો.
૧૭૭૪ કલાઇવ મરણ પામ્યો.
૧૭૭૪ હેસ્ટિંગ્સ પહેલો ગવર્નર જનરલ નિમાયો.
૧૭૭૫ સુરતમાં રાઘોબાએ અંગ્રેજ સાથે સલાહ કરી.
૧૭૭૬ અંગ્રેજ અને મરાઠા જોડે પુરંધરની સલાહ.
૧૭૭૯ અંગ્રેજ અને મરાઠા જોડે વડગામની સલાહ.
૧૭૮૨ સાલબાઈની સલાહ; હૈદર ચિતોડમાં મરણ પામ્યો.
૧૭૮૩ જેનરલ મેથ્યુસનો પરાજય. ૧૭૮૪ માંગ્લોરની સલાહ.
૧૭૮૯ ટિપુએ ત્રાવનકોરપર હુમલો કર્યો.
૧૭૯૧ લોર્ડ કોર્નવોલિસે બેંગ્લોરનો કિલ્લો લીધો.
૧૭૯૨ શ્રીરંગપટણ આગળ સલાહ. ૧૭૯૯ ટિપુ મરણ પામ્યો.
૧૮૦૦ નાના ફડનવીસ મરણ પામ્યો; સુરત ખાલસા કર્યું.

ઈ. સ.

૧૮૦૨ વસાઈની સલાહ.

૧૮૦૪ કર્નલ મોન્સન મુકુંદ્રા ઘાટમાં ઘેરાઈ ગયો.

૧૮૦૫ કોર્નવાલીસ ઘાઝીપુર આગળ મરણ પામ્યો.

૧૮૦૬ વેલોરમાં બંડ.—૧૮૦૭ મદ્રાસમાં બંડ.

૧૮૧૮ પુના અંગ્રેજી રાજ સાથ જોડી નાંખ્યું.

૧૮૨૫ બરાકપુરમાં બંડ. ૧૮૨૬ યાન્ડબુની સલાહ.

૧૮૩૯ રણજીતસિંહ મરણ પામ્યો.

૧૮૪૨ શાહસુજાને બળવાખોરોએ મારી નાંખ્યો.

૧૮૪૩ સિંધ ખાલસા થયું. ૧૮૪૮ સતારા ખાલસા થયું.

૧૮૪૯ પંજાબ ખાલસા થયું.

૧૮૫૬ ઇરાન સાથે લડાઈ; બુશાયર જીત્યું.

૧૮૫૭ હિંદુસ્તાનમાં બળવો.

૧૮૫૮ હિંદુસ્તાનનું રાજ ઇંગ્લાંડના ગાદીપતીને સ્વાધીન થયું.

૧૮૬૨ મહમદ બહાદુરશાહ મરણ પામ્યો.

૧૮૭૨ લોર્ડ મેયોનું ખુન, આન્ડમાનના ટાપુમાં.

૧૮૭૮ લાર્ડ લિટને પ્રેસ એકટ તથા આર્મસ એકટના કાયદા કાઢયા.

૧૮૮૨ લાર્ડ રિપને સ્થાનીક સ્વરાજ્ય સ્થાપ્યું.

